૩૨૯૩

# સ્વધર્માભિમાન.

"સ્વધર્મનું અભિમાન એજ સ્વદેશનું અભિમાનછે."

રચનાર અને છપાવી પ્રસિદ્ધ કરનાર.


જટાશંકર લીલાધર ત્રિવેદી.

શ્રીમાળીશુભેચ્છકનો તંત્રી અને હાઇસ્કૂલનો આ. માસ્તર

જામનગર.


धरामरादयःसर्वेसिद्धिमापुर्वरावराः ॥

नराःकरागतांयेनस्वधर्मःसनिषेव्यताम् ॥




અમદાવાદ—આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૪ સને ૧૮૮૭.

કિંમત રૂ. ૧.




## ગ્રન્થાર્પણ.

મહેરબાન સાહેબ.

રા૦ રા૦ દલપતરામ છગનલાલ ત્રવાડી.

મહિકાંઠા પોલિટિકલ એજન્સીના શિરસ્તેદાર

મોટી પદ્વિએ હોવા છતાં અતિ નમ્ર અને નિર્માનીછો,

મારા તરફ તેમજ જે જ્ઞાતિને આપ શોભાવોછો

તે જ્ઞાતિ તરફ અંતઃકરણથી પ્રીતિ ધરાવોછો

અને સ્વધર્મ અને સ્વદેશ પ્રત્યે પૂર્ણ પ્રેમ

રાખોછો વગેરે વગેરે આપના ઉ-

ત્તમ ગુણોથી આકર્ષિત થઇ

આ પુસ્તક આપને ન-

મ્રતાથી અર્પણ ક-

રવામાં અ-

ત્યંત આ

નંદ મા

નુંછું.

જામનગર } જ. લી. ત્રિવેદી.

તા૦ ૧૦–૧૧–૮૭ } કર્તા.

# પ્રસ્તાવના.

માણસો પોત પોતાની બુદ્ધિ અને મનોવૃત્તિ પ્રમાણે જે પ્રકારના લોકોમાં તેમનું નિરંતર વસવું થતું હોય તેમના સહવાસથી પોતાના મનપર કામ કરતી અસરને લીધે દરેક બાબતપર જુદા જુદા વિચારો પ્રગટ કરે છે. સહવાસ તથા સંગતિબળ એવું જબરૂં છે કે જે વિચારો તેમના મનમાં ઘર કરી રહેલા હોય છે, તે ખરા હો, યા ભૂલ ભરેલા હો તોપણ પોતે તે ખરાજ માની તે ધોરણપર ચાલે છે અને બીજાને ચાલવા ભલામણ કરે છે. આથી કેટલીક વખત તે વિચારો એક દેશી હોઇ સર્વ લોકોમાં તે માન્ય રહી શકતા નથી, અને કેટલીક વખત ઉલટા તે વિચારો તિરસ્કારને પાત્ર ઠરે છે, અને તેજ કારણથી એમ પણ બને છે કે તેઓ બીજાના ખરા અને લાભકારક વિચારોને ગ્રહણ ન કરતાં નિંદી કાઢે છે. આ વાત આ પુસ્તકમાં બતાવેલા વિચારોને પણ બાધ કરતા થાય તે બનવા જોગ છે, તોપણ તે ધોરણને મારા વિચારોનું મુખ્ય ધોરણ નહિ માની સ્વાભાવિક રીતે મારા મનના ઉહાપોહને ગતિમાં મૂકી બનતાં સુધી સામાન્ય વિચારો પ્રગટ કરવા પ્રયત્ન કરેલો છે.

સ્વધર્મની વ્યાખ્યામાં સ્વદેશાભિમાનનો પણ સમાવેશ થાય છે, એટલે સ્વધર્મ ત્યાં સ્વદેશાભિમાન, અને સ્વદેશ ત્યાં સ્વધર્માભિમાન રહેલુંજ છે. તેથી આ પુસ્તકને 'સ્વધર્માભિમાન' એવું નામ આપ્યા છતાં પણ તેમાં 'સંસાર સુધારો અને કેળવણી' 'અનાચારની વૃદ્ધિ' અને છેલે 'સ્વદેશાભિમાન' વગેરે પ્રકરણો નાખ્યાં છે, તે ભિન્ન વિષયો લાગતાં છતાં ધર્મનેજ પુષ્ટી આપનારા વિષયો છે.

પહેલાં ચાર પ્રકરણોમાંના પહેલામાં ધર્મ સંબંધી ટુંકામાં વિવેચન કર્યું છે, બીજામાં—વેદોક્ત ધર્મનું મુખ્ય મુખ્ય બંધારણ, ત્રીજામાં—આચાર વિચાર અને ચોથામાં—પુરાણની વાતો વિષે—જે લખવામાં આવ્યું છે તે કેવળ સાધારણ વર્ગના લોકોને આર્ય ધર્મનાં મૂળતત્વો સમજવાને વાસ્તે છે અને હાલના જે સુધરેલા જુવાનીયાઓ તે બધાં ઉપર અનાદર—વગર વિચારે અનાદર—બતાવે છે તેમ ન થાય, તથા તે બધી ક્રિયાઓ, વિચારો અને વાતો હાસ્યનાં નહિ પણ ગંભીર વિચારનાં ઠેકાણાં છે એટલુંજ તેમને જણાવવાને વાસ્તે છે; બાકી તો એ વિષયો—એવા ગંભીર ગહન અને ઉંડા છે કે તેમાં ઘણા વિદ્વાનોએ ગોથાં ખાધાં છે તો તેમાં આ અલ્પ બુદ્ધિ કેટલુંક કામ કરી શકે?

'સંસાર સુધારો અને કેળવણી' એ મથાળાના વિષય નીચે હાલની

કેળવણી અને સુધારો દાખલ કરવાનું આપણા લોકનું ધોરણ એવું વિપરીત છે કે આ જમાનો અનુકુળ છતાં તેનું પરિણામ સારૂં આવવું જોઈએ તે પ્રમાણે નથી આવતું એમ દેખાડવું એજ ઉદ્દેશ છે; તે ઉપરથી લખવાનો હેતુ એવો નથી કે સો વરસ પહેલાં આ દેશમાં વધારે સારો સુધારો હતો અને આજનો સુધારો અને કેળવણી તે વખતના સુધારા અને કેળવણી કરતાં વધારે નુકસાન કારક છે; પણ તાત્પર્ય એજ છે કે આટલી વિદ્યાવૃદ્ધિ અને સુધારાનો પ્રયત્ન છતાં આપણા લોકોની સંસારી સ્થિતિ પ્રમાણમાં જેવી સુધરવી જોઇએ તેવી સુધરતી નથી.

છઠ્ઠા પ્રકરણ નીચે અનાચારની વૃદ્ધિનું કેટલુંક વર્ણન કરવામાં આવ્યું છે. આપણા ભવિષ્ય-વક્તાઓ આપણા શાસ્ત્રોમાં કળિયુગનો જે મહિમા લખી ગયા છે તે પણ ટુંકામાં બતાવ્યો છે, કેમકે આજ તે પ્રમાણે આબેહૂબ આપણા લોકોની વર્તણુક અને રહેણી કરણી જોવામાં આવે છે. બેશક એટલું તો કહ્યા વિના નથી ચાલતું કે મુસલમાનોના જુલમી રાજ્ય કરતાં પણ આ સુધરેલા જમાનાના લોકોમાં અનાચારની વિશેષ વૃદ્ધિ જોવામાં આવે-છે અને વ્યવહારમાં પ્રમાણિકપણા કરતાં છળ કપટ અને દગો ઘટકો વધારે ફાવી જાય છે.

છેલ્લા અને સાતમા પ્રકરણમાં 'સ્વદેશાભિમાન' વિષે થોડું લખી આ પુસ્તકની સમાપ્તિ કરી છે.

પુસ્તક લખવાનો પ્રથમ હેતુ તો પુસ્તકનું નામજ જણાવી આપે છે. પુસ્તકો લખી પ્રગટ કરવાનો હાલમાં પવન ફેલાયો છે; કાંઇક તે પવનની અસરથી અને વિશેષે કરીને, મારી પાસે ચારેક વર્ષ થયાં ચોપાનીયું લખવાનું કામ હોવાથી ગુજરાતી ભાષામાં હું જે કાંઇ લખી શકું છું, તે મારા લખાણમાં દોષ અને વિચારોમાં ભૂલ સાક્ષર વર્ગ તરફથી જાણી સુધરવું, એ આ પુસ્તક લખવાનો બીજો હેતુ છે,અને તેથી આ પુસ્તકની પ્રશંસા સાંભળવા કરતાં તેમાં દોષ જાણવાને લખનાર વધારે તત્પર છે.

આ વિષયજ એવો છે કે તેથી લખાણમાં સંભાળ રાખ્યા છતાં ઘણે ઠેકાણે માધુર્ય કરતાં કાઠિન્યનો ભાસ વધારે જણાશે; વળી પુનરૂક્તિનો દોષ તો ઠામ ઠામ થયેલો લાગે છે, એમ લખતાં લખતાંજ જાણવામાં આવેલું છે, પણ સુધારો કરવાનો વખત મળ્યો નથી; તેની સાથે લખનારનો આ પહેલો પ્રયત્ન છે અને પહેલેજ પ્રયત્ને કઠિન વિષય હાથ ધર્યાનું સાહસ કર્યું છે, તેથી લખનાર પોતાના પ્રયત્નમાં ફતેહમંદ થએલો છે એમ માનતોજ નથી. પણ એ બધાં કારણો ધ્યાનમાં લઈ ન્યાય આપવા અને દોષ દૂર કરાવી સાર સાર ગ્રહણ કરવા વિનતિ છે.

'શ્રીમાળી શુભેચ્છક' 'માનવધર્મ' વગેરે ચોપાનીયામાં લખનારે વિષયો આપેલા તેમાંથી આ પુસ્તકના સંબંધના કોઈ કોઇ વિષય કેટલાક ફેરફાર સાથે લેવામાં આવ્યા છે.

**કર્તા.**

# અનુક્રમણિકા.

---

૩૨૯૩

# स्वधर्माभिमान.

## પ્રકરણ ૧લું.

### ધર્મ

॥ यतोधर्मस्ततोजयः ॥

જેના વડે કંઇપણ ધારણ કરી શકાય તેનું નામ '**ધર્મ.**' મનુષ્યનું બીજાં પ્રાણી પ્રત્યે અને ઈશ્વર પ્રત્યે કર્તવ્ય તે ધર્મ શબ્દનો સામાન્ય અર્થ છે. જે કૃત્યથી ઈશ્વર માણસ ઉપર પ્રસન્ન થાય તેવાં કૃત્યોનું આચરણ તે તેનો ધર્મ અને જે કૃત્યથી ઈશ્વર અપ્રસન્ન થાય તેવાં કૃત્યનું આચરણ તે તેનો અધર્મ કહેવાયછે. આ જોતાં મનુષ્ય માત્રનો ધર્મ એકજ છે. મનુષ્ય માત્રનો ઉત્પન્ન કરતા, પાલન કરતા અને સંહાર કરતા એક ઇશ્વરજ છે, જેને જુદા જુદા દેશના લોકો માત્ર ભાષાની ભિન્નતાને લીધે જુદાં જુદાં નામથી બોલાવે છે. એ ઇશ્વરે માણુસ માત્રના સુખને માટે સંસારમાં અનેક સાધનો પેદા કર્યા છે, તેનો તેને બક્ષીસ કરેલ બુદ્ધિ બળવડે સદુપયોગ કરી પ્રાણી માત્રપર દયા અને સ્નેહ રાખી સંપથી વર્ત્તવું, એટલે કુસંપ કરી નિર્દયપણે મારામારી ન કરવી, સાચું બોલવું એટલે એથી ઉલટું જૂઠું ન બોલવું, પ્રમાણિકપણે ચાલવું એટલે એથી ઉલટું ચોરી ન કરવી, પવિત્રપણું રાખવું એટલે ગંદું ન થવું, સદાચારથી ચાલવું એટલે વ્યભિચાર ન કરવો, ઇત્યાદિ ઇત્યાદિ, માણુસ માત્રનો ધર્મ એટલે કર્ત્તવ્ય છે, જેને બીજા શબ્દમાં મનુષ્યનો '**સામાન્ય ધર્મ**' અથવા '**માનવ ધર્મ**' એમ પણ કહેછે. સામાન્ય ધર્મમાં સ્વાર્થ સંબંધે માણુસે શરીર તથા મન શુદ્ધ રાખવાં, નીતિથી ઉદ્યોગ કરવો, સુખમાં ફૂલાવું નહિ, દુઃખમાં દલગીર થવું નહિ, ગર્વ કરવો નહિ અને સંતોષ રાખવો; પરાર્થ સંબંધે પરોપકાર

કરવો, પ્રમાણિકપણે ચાલવું અને ન્યાયથી વર્તવું; અને પરમાર્થ સંબંધે જગત્‌નો કર્ત્તા એક છે તે સત્ય સ્વરૂપ તથા મોટા ઐશ્વર્યવાન્ છે તેવું શ્રદ્ધા વડે ધ્યાન કરવું તથા સત્કર્મ કરી પ્રીતિ મેળવવી. ધર્મનાં આવાં સામાન્ય મૂળતત્વો દુનિયાંપર વસનારી દરેક પ્રજામાં થોડે યા ઘણે અંશે પાળવા માનવામાં આવેછે. મનુ કહેછે કેઃ—

**अहिंसासत्यमस्तेयंशौचमिन्द्रियनिग्रहः ॥**
**एतंसामासिकंधर्मंचातुर्वर्ण्येब्रवीन्मनुः ॥**

ચાર વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્ર)ને માટે મનુએ સામાન્ય ધર્મ એવો કહેલો છે કે "હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, ચોરી ન કરવી, પવિત્રપણું રાખવું, અને ઇંદ્રિયોને વશ રાખવી." મનુષ્ય માત્રના પિતામહ મનુએ સામાન્ય ધર્મની કહેલી વ્યાખ્યા સઘળા ધર્મને અને સઘળા ધર્મના લોકોને લાગુ પડેછે, એટલે સઘળા ધર્મના લોકો એ વ્યાખ્યાને અનુસરી ચાલનારા છે, અને તેમજ હોવું જોઈએ. તે એવી રીતે કે અસલ ઈશ્વર પ્રેરિત એક વેદ ધર્મજ હતો, જે તે વખત દુનિયામાં વસનારા તમામ લોકોનો ધર્મ હોય એમ સંભવે છે. પછી વસ્તિના વધારાની સાથે લોકો જુદા પડતા ગયા અને જુદી જુદી જાતો બંધાતી ગઇ તેમ તેમ દેશ કાળ અને ભિન્ન જાતિના સંબંધે ઇશ્વરી નિયમો એટલે સામાન્ય ધર્મના મૂળ સિદ્ધાંતોને અનુસરીને, પણ કેટલોક મનુષ્ય પ્રકૃતિ પ્રમાણે ફેરફાર કરીને, નવાં ધોરણો બાંધ્યા, અને એથીજ 'ધર્મ' એ શબ્દને **'સામાન્ય'** અને **'વિશેષ'** એવાં બે વિશેષણો ઘટાવી શકાય છે. આ ઉપરથી વિશેષ ધર્મની વ્યાખ્યા એવી થઇ શકે છે કે 'દેશ, જાતિ' કુળ અને કુટુંબના સંબંધે પાળવાના જે નિયમો તેને વિશેષ ધર્મ કહેવો. તે પ્રમાણે મનુએ ઉપરના શ્લોકમાં જે ધર્મ કહેલો છે, તે ચારે વર્ણને માટે એટલે ખરૂં કહીએતો મનુષ્ય માત્રને માટે છે, પણ દરેક વર્ણનાં જે જુદાં જુદાં કરવાનાં કર્મ બતાવ્યાં હોય તેનો તેના વિશેષ ધર્મમાં સમાવેશ થાય છે.

હવે મનુષ્યનું કર્ત્તવ્ય કર્મ શું શું છે, અને તેના નિયમો કેમ પાળવા, એ બાબત ઇશ્વરી ફરમાનનાં પુસ્તકો અથવા દેશ દેશના કે જુદા જુદા લોકના મહાત્માઓએ અજ્ઞાન લોકોના કલ્યાણ માટે અને તેમને તે નિયમો

પાળતાં શીખવવા માટે જે નિશ્ચય, નિયમ અને નિત્ય કર્મનાં વિધાન બાંધી આપ્યાં હોયછે, તે તથા તેનું પાલન, તેપણ '**ધર્મ**' એ સંજ્ઞાથી ઓળખાય છે. આ ઠેકાણે પણ ધર્મને બે સ્વરૂપમાં ઓળખવામાં આવેછે. એક ઈશ્વર પ્રત્યે જે નિયમોનું પાલન કરવું, તે '**ધર્મ**' એવા નામથી સામાન્ય રીતે ઓળખાય છે, અને બીજો પ્રકાર બીજાં પ્રાણી પ્રત્યે માણસનું કર્ત્તવ્ય; જેને બીજા શબ્દોમાં વ્યવહાર એટલે વ્યવહારિક કામકાજમાં પાળવાનો નિયમ એટલે '**નીતિ**' એ નામથી ઓળખીએ છીએ. ટુંકામાં ઇશ્વર પ્રત્યે અને અન્ય પ્રાણીઓ પ્રત્યે માણસની ફરજ તેને અનુક્રમે **ધર્મ** અને **નીતિ** એ નામથી ઓળખી શકાય છે.

જુદા જુદા દેશના લોકોની પ્રકૃતિ અને બુદ્ધિએ લઇને ધર્મના અનેક ભેદ જોવામાં આવેછે, ને તેજ કારણથી એકજ દેશમાં એક કાળના ધર્મ એક બીજાથી જુદા પડેછે. વળી એજ કારણને લીધે એકજ દેશના કાળ કાળના ધર્મમાં વિશેષ ભિન્નતા દેખાય છે. તોપણ તે બધાનું મૂળ સ્વરૂપ તો સરખુંજ હોયછે, તેથી પણ સમજાયછે કે એક દેશના સર્વ લોકોનો સર્વકાળે ધર્મતો એકજ છે. પણ એક દેશના લોકનો નિત્ય કે વિશેષ ધર્મ બીજા દેશના લોકના નિત્ય કે વિશેષ ધર્મથી જુદો હોયછે, જો કે તેમાં કુદરતી એટલે સામાન્ય ધર્મનાં પરમાણું લગભગ સરખાં હોયછે.

વળી મનુષ્યના વિચિત્ર સ્વભાવને લઇને સંસારના રાગ અને વિરાગના સંબંધમાં બીજી રીતે ધર્મના બે પ્રકાર કલ્પિ શકાયછે. એક **નિવૃતિધર્મ** અને બીજો **પ્રવૃતિધર્મ**. દુનિયાંના કેટલાક લોકો માનેછે કે સંસારમાં સુખ પ્રાપ્તિને માટે ઉદ્યોગ કરવો અને ઇંદ્રિય સુખ ભોગવવું એજ મનુષ્યનું કર્ત્તવ્યછે, અને કેટલાક લોકો માનેછે કે ઐહિક સુખ મેળવવાના કરતાં પારલૌકિક સુખ પ્રાપ્તિને સારૂ શમદમાદિ સાધનો વડે આત્મ દમન કરી સંસારથી વિરક્ત રહેવું અથવા સંસાર પ્રવૃતિમાં જેમ ઓછું લુબ્ધ થવાય તેમ ઠીક, માટે ધર્મ કર્મ અને ઈશ્વરની ભક્તિ એજ ખરૂં કર્તવ્ય છે. પહેલાને "**પ્રવૃતિ પૂજક**" અને બીજાને "**નિવૃતિ પૂજક**" કહેછે. એ બે ધર્મ વૃત્તિમાં પહેલી "**રાગી**" માટે ગૌણ માનીછે અને બીજીને "**ત્યાગી**" માટે પ્રધાન માનીછે. દુનિયાના ઘણાખરા ધર્મ પ્રવર્તકોએ સર્વ કાળ ત્યાગને પ્રધાન ગણ્યો છે. બ્રાહ્મણ, બૌદ્ધ, શંકર, વૈષ્ણવ, જૈન, કબીર, નાનક સાધુ,

સન્યાસી, જોગી, જતી એમ અનેક પંથોએ રાગના કરતાં ત્યાગને જ મહત્તર માન્યો છે. ખંડ પરત્વે વિચાર કરતાં અનુભવ અને ઇતિહાસ કહે છે કે યૂરોપના લોકો પ્રવૃતિ ધર્મ પૂજક છે, અને એશિયાના લોકો નિવૃત્તિ ધર્મ પૂજક છે, તેમાં વળી આર્યાવર્ત્તના આર્યો અગ્રેસર છે. આગળ જણાવ્યા પ્રમાણે સંસાર નિવૃતિ કે પ્રવૃતિ એ પ્રકૃતિ વશાત્ છે. બીજાઓને સુખ થાઓ કે દુઃખ થાઓ પણ આપણો સ્વાર્થ સાધવો અને યશ મેળવવો, એ યૂરોપી નીતિ છે—એ યૂરોપના લોકોની રાજસી–તામસી પ્રકૃતિનું પરિણામ છે; અને બીજાને દુઃખ દીધા વગર અને વિશેષે કરીને સ્વાર્થ ફળની ઈચ્છા વગર પરોપકારાર્થ અનન્ય ભાવે ઉદ્યોગ કરવો કે ભક્તિ કરવી એ એશિઆઇ નીતિ છે—એ એશિયાન લોકોની રાજસી–સાત્વિકી પ્રકૃતિ છે; અને આર્યાવર્ત્તના આર્ય લોકોની શુદ્ધ સાત્વિક બુદ્ધિમાં રાજસિ પ્રકૃતિનો થોડોજ રંગ ક્વચિત્ ક્વચિત્ દર્શન દેછે. વળી હાલમાં યૂરોપના સહવાસે એશિયા ખંડના લોકોને તે ત્રિગુણી માયાને મોહ લાગતો થયો છે, અને તેથીજ પશ્ચિમની પ્રજાએ અને તેનું અનુકરણ કરવાવાળી આર્ય પ્રજાએ વૈરાગ્ય શાંતિવાળું તત્વજ્ઞાન, સંસારનો સ્નેહ મૂકાય એવું પરલોક જ્ઞાન, અને સંસાર પ્રવૃતિમાં પ્રયત્નવાન થવા માટે સ્વધર્મ–કર્મ એ ખોટાં માન્યાં મનાવ્યાં; વળી માન્યું કે પ્રારબ્ધ ખોટું અને આ લોકમાં કરેલ કર્મનું ફળ આંહીંજ ભોગવવું છે, તેથી પાપનો ડર દૂર થયો અને નીતિથી કામ કરવાની વાત પડતી મૂકી ઈચ્છિત ફળને માટે જેમ ફાવતું આવે એમ છળ, કપટ અને પ્રપંચથી પણ ઉદ્યોગ કરવો, એ કર્ત્તવ્ય કર્યું. ગમે તેમ છે, પણ આટલું તો અનુભવથી પણ જણાય છે કે જેવું અને જેટલું સુખ સંસાર નિવૃતિમાં અને વૈરાગમાં છે, તેવું ને તેટલું સુખ સંસાર પ્રવૃતિમાં અને રાગમાં નથી, અને તેથીજ ઘણા ધર્મમાં નિવૃતિ ધર્મને પ્રધાન ગણવામાં આવેલ છે.

હવે દુનિયામાં મુખ્ય મોટા ધર્મ કેટલા છે તે તથા તેની ઉત્પત્તિ વિષે આ ઠેકાણે થોડું સંક્ષિપ્તમાં લખવું અવશ્યનું છે. દુનિયામાં મોટા ચાર ધર્મ છે. **વેદોક્ત, બૌદ્ધ, ખ્રિસ્તિ** અને **મહુંમદી.** આ બધા ધર્મોમાં વેદધર્મ અનાદિ છે, એટલે તે બીજા બધા ધર્મોને આદિ લગભગ પાંચ હજાર વર્ષ પહેલાંનો છે. બાકીના બધા ધર્મો ત્યાર પછી સ્થાપન

થયા છે. આજથી આશરે સાડાત્રણ હજાર વર્ષપર દુનિયાના બધા ખંડપર વેદોક્ત ધર્મ એટલે આર્ય લોકોનો ધર્મ ચાલતો હતો, એવું અનુમાન થાય છે. પણ કાળે કરીને મહાભારતના યુદ્ધ પછી વર્ણ વ્યવસ્થા તૂટતી ગઈ તેમ તેના ફાંટા પડતા ગયા. વેદોક્ત ધર્મમાંથીજ બૌદ્ધ* ધર્મ સ્થાપન થયો; અને બૌદ્ધ ધર્મમાંથી ફૂટ પાડી **મુસાએ** યાહુદી ધર્મ આજથી આશરે ત્રણ હજાર વર્ષપર ચલાવ્યો. યાહુદી લોકોમાં **યેસુ** અથવા **ઇસુ** નામના પુરૂષે આશરે ઓગણીસેં વરસપર ખ્રિસ્તિ પંથ ચલવ્યો. **યેસુના** પછી છસેં વરસે એટલે આજથી આશરે તેરસો વર્ષપર **મહુમદ** નામનો પ્રખ્યાત માણસ જાતનો આરબ યાહુદી લોકોના મતમાં ઉત્પન્ન થયો. તેણે **મુસા** તથા **યેસુ**ના સ્થાપેલા નિયમોમાં કેટલોક ફેરફાર કરી **મહુંમદી** (મુસલમાની) ધર્મ ચલવ્યો. **ઇરાનમાં જરથોસ્તિ** ધર્મ ચાલેછે તે વેદ ધર્મનેજ મળતો† છે. આ બધા ધર્મમાંથી બીજા અનેક પંથો અને ઉપપંથો થયા છે, જેની સંખ્યા ગણત્રી કરનારેં ૧૦૦૦ ની ગણીછે. વળી વેદ ધર્મમાંથી અને બૌદ્ધ ધર્મમાંથી બીજા અસંખ્ય પંથો અને મતો નીકળ્યા છેઃ—જેમકે જૈન, ચારવાક (બૌદ્ધમતમાંથી) સ્વભાવવાદી, અનીશ્વરવાદી, અનાત્મવાદી, વૈષ્ણવ, શૈવ, શાક્ત, મધ્વ, રામાનુજ, રામાનંદી, રાધાવલ્લભ, સ્વામીનારાયણ, ચૈતન્ય, કબીર, વલ્લભ, નાનક, અને લિંગાયત, માનભાવ, સખીભાવ, કાનફટા, સૌરમત, ગાણપત્ય, ભૈરવ, વિઠોબા, ગોસાવાડીનું મત, માંસ ખાવાનું મત, અને દારૂ પીવાનું મત.

નીતિ પળાવવાની બાબતમાં સઘળા ધર્મો અને ઉપધર્મોના સિદ્ધા-

---

* યાહુદી ધર્મ પહેલાં બૌદ્ધ ધર્મની સ્થાપના થઈ એટલે આજથી ત્રણ હજાર વર્ષ પહેલાં. પણ બીજા કેટલાકના મત પ્રમાણે બૌદ્ધ ધર્મની સ્થાપના આજથી ત્રણ હજાર વર્ષપર નહીં પણ ત્રેવીસો વર્ષપર થઇ.

† પારસી લોકો વેદોક્ત ધર્મનેજ માનનારા છે. જે ચીજો હિંદુઓ વર્જીત ગણેછે, તે ચીજો ઇરાનના બધા પારસીઓ તેમજ આંહીંના પણ કેટલાક પારસીઓ ખાતા નથી. તેઓ ગૌમુત્રને પવિત્ર માની પ્રાયશ્ચિતમાં લેછે, ગાયની સેવા કરે છે, અગ્નિની પૂજા કરેછે ને તેમાં અપવિત્ર પદાર્થ નાખતા નથી; માંસ ખાતા નથી અને જનોઇ પહેરે છે.

ન્તો લગભગ મળતા છે. પરોપકાર, ન્યાય, દયા, સત્યતા, સંતોષાદિ સદ્ગુણોનું સેવન કરવા સઘળા ધર્મોએ ફરમાવ્યું છે. પછી દેશ–કાળ–પ્રકૃતિવશાત્ તેનું પાલન કરવામાં ન્યૂનાધિકતા થતી હશે.

વિશેષ ધર્મ સંબંધે વિશેષ ભિન્નતા જોવામાં આવેછે. ઇશ્વરજ્ઞાનના વિષયમાં અને આચાર વિચારની બાબતોમાં ઘણા જુદા પડયા. એ બાબતોનાં જુદા જુદા ધર્મનાં જુદાં જુદાં સિદ્ધાન્ત, કર્મવિધાન, અને આચાર પદ્ધતિ છે; અને તેથીજ સઘળા ધર્મ જુદા પડેછે. એક ધર્મ કહેછે કે ઇશ્વર છે, બીજો કહેછે કે ઇશ્વર કોઈ છેજ નહિ, સ્વભાવે સઘળું ઉત્પન્ન અને લય થાયછે, ત્રીજો વળી કાંઈ કહેછે. એક મૂર્ત્તિને મનાવે છે અને બીજો ખંડન કરેછે. એમ ભિન્ન ભિન્ન મત જુદા જુદા ધર્મે દરશાવ્યા છે.

ધર્મબંધન એ માણસને હમેશાં નિયમમાં ચલાવનારૂં યંત્ર—સાધન છે. આ સાધન વિના માણસ પોતાનું કોઈપણ કાર્ય નિયમસર અને પોતાની મરજી પ્રમાણે કરી શકવાનો નથી. કોઇ માણસ કહેશે કે હું કોઇ ધર્મમાં નથી તો તે બોલવું મિથ્યા છે; કેમકે તેણે જાતે અથવા પોતાના સોબતીઓની સાથે મળી જે ધોરણપર ચાલવાનો નિશ્ચય કર્યો હોય તે તેનો ધર્મ, એટલે તેમણે બાંધેલાં ધોરણ પ્રમાણે ચાલવાનો નિયમ સમજવો. માણસોને પોતાની મરજી પ્રમાણે ચાલવાની ઈચ્છા થાયછે તેમાં તેમનો કાંઇ પણ સ્વાર્થ રહેલો છે. સ્વાર્થી માણસોએ એ પ્રમાણે પોતપોતાની મરજી પ્રમાણે જે જે મતો ચલાવ્યા છે કે તમામ કોઇપણ પ્રકારે ખામીવાળા માલમ પડશે, કેમકે પોતાની વિષય વાંછના તૃપ્ત કરવાના કોડથી તેમણે લોકોનું કલ્યાણ કરવાની કે ઇશ્વરની પ્રીતિનું પાત્ર થવાની દરકાર રાખી જણાતી નથી. વેદોક્ત ધર્મ અને બીજા કેટલાક ધર્મ વચ્ચે બહુ ભિન્નતા દેખાયછે, તે નીચેનાં દૃષ્ટાંતોથી જણાઈ આવેછે.

વેદોક્ત ધર્મ એવું પ્રતિપાદન કરેછે કે પ્રાણી માત્રને આત્મા છે. ત્યારે **યાહુદી, ખ્રિસ્તિ** અને **મહંમદી** મતો મનાવે છે કે મનુષ્ય સિવાય અન્ય પ્રાણીઓને આત્મા નથી; એટલે અન્ય પ્રાણીઓને મારી હિંસા કરવામાં તેઓ દોષ માનતા નથી; વેદોક્ત ધર્મ **પૂર્વજન્મને** માનેછે, તો બીજા તે વાતને માનતા નથી, તેને બદલે એવું મનાવે છે કે માણસના મરણ પછી કાંઇજ રહેતું નથી અને તેમણે કરેલાં પાપ પુન્યના ભોગ ભોગવવા પડેછે,

એવું તેમણે કબુલ કર્યું નથી. સૃષ્ટિનો પ્રલયકાળ થયા પછી **કિયા મતનો** દિવસ આવશે તે વખત સર્વનો ઈનસાફ ઇશ્વરની સમક્ષ અમે કરશું માટે અમારાં ફરમાન માનવાં એવી તેમણે આજ્ઞાઓ કરી. આ ભિન્નતાનું નિરાકરણ ઇશ્વર વિના બીજાથી થઈ શકે એમ નથી, પણ અનુમાન અને તર્કથી એમતો સ્પષ્ટ સમજાય છે કે પહેલા મત પ્રમાણે લોકો ઈશ્વરના ન્યાયથી ડરી પાપ કરતા અટકે અને બીજાના મત પ્રમાણે મોત પછી તરત ન્યાય થવાનો નથી માટે પાપનાં કામ કરવાનો બહુ ડર રહે નહિ. વળી ઈશ્વરે નિર્માણ કરેલી વસ્તુઓમાં ઇશ્વરની આકર્ષણ શક્તિ છે તેથી પદાર્થ માત્ર જોતાં તેના બનાવનાર ઇશ્વરનું સ્મરણ થાયછે, એ સ્મરણ કરવાની ઉત્તમ રીત એટલે અગ્નિ, પાણી વગેરે પદાર્થોને કે અવતારી પુરૂષોની પ્રતિમાઓને પૂજવાની તેઓ ના પાડેછે, તથા જગત્‌ની ઉત્પત્તિનં પ્રમાણ વેદશ્રુતિ એવી છે કે:—“**तस्मादात्मनःआकाशःसंभूतःआकाशाद्वायुःवायोरग्निरग्नेरापःअद्भ्यःपृथ्वीपृथिव्याओषधयःओषधिभ्योन्नंअन्नात्पुरुषः ॥** ” આ ક્રમથી સૃષ્ટિની ઉત્પત્તિ થયાની વાત વેદ ધર્મ માનેછે, પણ બીજા કેટલાક ધર્મના લોકો તે વાત માનતા નથી

એમ ઘણી મોટી બાબતોમાં ધર્મની ભિન્નતા જોવામાં આવેછે. કોઇ પણ ધર્મની નિંદા કરવી એ આ પુસ્તકનો હેતુ નથી તેથી ધર્મ સંબંધ સામાન્ય રીતે વિવેચન કર્યા પછી અન્ય ધર્મો સંબંધી બોલવાનું ઉપેક્ષામ રાખી આર્ય ધર્મ જે ઇશ્વર પ્રણીત વેદ પ્રતિપાદ્ય ધર્મ છે, સઘળા ધર્મોને તે આદિ છે, અને સઘળા ધર્મોનું મૂળછે તે આર્ય ધર્મની શ્રેષ્ટતા તેનું ગહનપણું, અને નિર્દોષપણું નીચે બતાવવામાં આવ્યુંછે.

---

## પ્રકરણ ૨ જું.

### વેદોક્ત આર્ય ધર્મ.

મનુષ્યો વ્યવહારિક કાર્યોમાં વ્યવસાયી અને સ્વચ્છંદી થાય તો રજો ગુણ તમો ગુણથી ઉત્પન્ન થએલા કામ ક્રોધાદિક શત્રુઓ મનુષ્યના પોતાના વિનાશનું સાધન ભૂત થઇ અનેક અનર્થો ઉત્પન્ન થયાની સાથે હ-

તપ્રાય થાય. તેટલા વાસ્તે શમદયાદિ સાધનોવડે મનુષ્યોના અંતરમાં સાત્વિક ભાવ પ્રગટ થઈ પ્રવૃતિ માર્ગને મૂકી નિવૃતિ ધર્મમાં રચ્યા પચ્યા રહી ઈશ્વર પ્રાપ્ત્યર્થ તેઓ પ્રયત્નવાન થાય અને ઈશ્વરનો ડર રાખી પોતાના વ્યવહાર સાત્વિક બુદ્ધિથી કરે એજ ધર્મ બંધનોનો હેતુ છે. અને એ હેતુ આર્ય ધર્મ શાસ્ત્રથી અછી રીતે પાર પડેલો છે, એ વાત નિઃસંદેહ છે, તે નીચે ક્રમે ક્રમે જણાવવામાં આવ્યું છે.

વેદોક્ત ધર્મ અને તેના અંગ વિષે બોલતાં પહેલાં વેદ વિષે થોડું વિવેચન કરવું અવશ્ય છે. **વેદ** અનાદિ એટલે ઈશ્વર પ્રણીત છે કે મનુષ્ય કૃત છે એ તકરારનો નિવેડો વિદ્વાન લોકો પણ સંતોષકારક રીતે લાવી શક્યા નથી, તો મારે એ વિવેચન પર ઉતરવું એ વૃથાવાદ સમજાંુછું. તો પણ વેદ અનાદિ છે એમ બોલવાનો તાત્પર્ય યુક્તિસર આમ હોઇ શકે કે સઘળા ધર્મ વેદ પછી સ્થાપન થયા છે એટલે તે ધર્મનાં પુસ્તકો પણ વેદ પછીજ રચાયાં છે, એમ સિદ્ધ થાય છે, તેથી સર્વ ગ્રંથોને વેદ આદિ છે અને વેદની રચના થવાને બીજો કોઇ ગ્રંથ આદિ જણાયો નથી, માટે વેદ અનાદિ કહી શકાય. ઇશ્વરુ પ્રણીતછે કે મનુષ્ય કૃત્ય એ તકરારનું સમાધાન પણ એમ યુક્તિસર થઇ શકેછે કે વેદ બ્રહ્મદેવાદિક ઋષિઓના મુખથી પ્રગટ થયો તોપણ જ્ઞાન લક્ષણે અને અર્થ રૂપે વેદ તે ઋષિઓનાથી પણ પહેલાંનો હતો તે પ્રગટ થયો. માટે વેદ અનાદિ અને ઇશ્વર પ્રણીત હોઇ શકેછે. વળી ઋષિલોકો જે કાંઇ ઇશ્વરી ફરમાનથી અને યોગ સિદ્ધિવડે મેળવેલા પોતાના જાતના અનુભવથી લખી ગયાછે તે સર્વ માન્યછે. તેમનાં વચનો પણ વેદ ઇશ્વર પ્રણીત છે એવું સાબીત કરી આપવા વાળાં ઠામ ઠામ મળી આવેછે. સાંખ્ય શાસ્ત્રના ૫ મા અધ્યાયમાં **કપિલ** મુનીએ કહ્યુંછે કે "પરમેશ્વરની સ્વભાવિક શક્તિથી વેદ પ્રગટ થાયછે" ન્યાય શાસ્ત્રમાં વેદ ઈશ્વર પ્રણીત છે એવું **ગૌતમ** મુનીનું પ્રમાણ વાક્ય મળી આવેછે, વૈશેષિક શાસ્ત્રમાં **કણાદ** મુની લખેછે કે "વેદ ઇશ્વરનું વચનછે અને નિષ્પક્ષપાતપણે ધર્મનું પ્રતિપાદન કરનાર છે." વળી **'શ્રુતિ'** અને **'સ્મૃતિ'** આવા બે શબ્દો હજારો વર્ષ થયાં વ્યાકરણની ભાષામાં ચાલ્યા આવેછે, તે શબ્દોજ કહી આપેછે કે ઇશ્વરની પાસેથી સાંભળી મુનીઓએ લખેલું શાસ્ત્ર તે **'શ્રુતિ'** અને પછેવાડેથી યાદી ઉપરથી જે પુસ્તકો રચાયાં તે **'સ્મૃતિ'** માટે વેદ ઇશ્વર પ્રણીત છે, અને

ઈશ્વરનીજ આજ્ઞાછે, એમ માનવાને ઘણાં કારણોછે. ઈશ્વર સર્વજ્ઞ અને સર્વ શક્તિવાન્‌છે, તેણે સૃષ્ટિનાં મનુષ્યોએ કેમ વર્તવું એ બાબતની આજ્ઞાઓ પ્રત્યક્ષ પ્રગટ થઈ ઋષિઓને કરી હોય તો તેમાં કાંઇ અસંભવિતપણું તો નથીજ, અને તેથી વેદ ઇશ્વરની આજ્ઞાછે ત્યારે સર્વ મનુષ્યોએ વેદ માનવો એમ પણ સિદ્ધ થાય છે.

વેદ ધર્મનું વિધિ પૂર્વક અને શ્રદ્ધાથી પાલન કરવું એ આર્ય લોકનુંજ નહિ પણ દુનિયાના તમામ લોકોનું કર્તવ્ય છે, કેમકે ઇશ્વર વાણીને માનવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે. વેદ ધર્મનું પાલન કરવું એટલે ષટ્‌દર્શન અને તત્વજ્ઞાન વડે નિરૂપણ કરેલ સર્વ વ્યાપક એકેશ્વરનું જ્ઞાન થવા માટે શાસ્ત્રોક્ત કર્મનું વિધાન, દેવ પિતરનું અસ્તિત્વ, યોગ તથા મંત્ર સિધ્ધિની સત્યતા, પૂજનની ક્રિયા, જ્ઞાતિ, કુળ અને લોકાચાર પ્રમાણે ધર્મ કર્મની વ્યવસ્થા તથા વ્યવહારિક કામ કાજમાં નીતિવાળી વર્તણુક એ વેદ ધર્મનું પાલન છે. વેદ એ આર્ય ધર્મનું મૂળ છે, સર્વ વિદ્યાનો સાગર છે; તેના આધારથી રચાએલાં સર્વ ગ્રંથો સર્વ માન્ય છે. પરમેશ્વર મૂળમાં સાકાર હોઇને બહુરૂપે દર્શન દેછે; જીવને શુભ અશુભ કર્મનાં ફળ ભોગવવાનાંછે, જે ભોગવવા માટે જન્માંતર લેવા પડેછે, પૂર્વ જન્મનાં કૃત્યો પ્રમાણે જન્માંતરમાં સ્થિતિ પ્રાપ્ત થાયછે, સદાચારવાળાં કર્મ અને જ્ઞાનથી પાપ નાશ પામેછે, આચાર વિચાર પાળવો, વર્ણાશ્રમના નિયમ, દેવ તથા પિતૃનું નિત્ય યજન, વૃત્ત, નિયમ, તીર્થયાત્રા, દાનદક્ષિણા, બ્રાહ્મણનું પૂજન, સત્સંગ, વૈરાગ્ય, ગુરૂ તથા માતપિતાની ભક્તિ, વડિલોની મર્યાદા, પતિસેવા, રાજભક્તિ, વ્યવહારમાં પ્રમાણિક પણું, દયા, પરોપકાર, શાંતિ, સંતોષ ઈત્યાદિ આચાર અને સદ્‌ગુણોનું સેવન એ આર્ય લોકનું કર્તવ્યછે.

**વેદોક્ત ધર્મનાં ત્રણ અંગ.**

પરમેશ્વરની પ્રાપ્તિ અને તેની પ્રીતિ મેળવવા માટે **જ્ઞાન, ઉપાસના** તથા **કર્મ** એ ત્રણ મુખ્ય સાધનો વેદોક્ત ધર્મમાં કહેલાં છે, અને તે ત્રણે સાધનોનો આધાર ભાવ એટલે શ્રદ્ધા ઉપરછે; વિશ્વાસ વિના તે બધું નિષ્ફળ છે. માટે સ્વાભાવિક વિસગવાન્ માણસોને માટે આ સાધનો ઉત્તમછે. ઉપાસનાને માટે પાત્ર થવાને કર્મ અવસ્યનાં છે. જ્ઞાન વિરાગથી થાયછે, વિરાગ ભક્તિથી ઉત્પન્ન થાયછે અને ભક્તિભાવ કર્મથી પ્રાપ્ત થા-

થછે. માટે જ્ઞાનજ મોક્ષનું દ્વારછે ને ઇશ્વરરૂપ થવાનું સાધન છે. તે જ્ઞાન થ-વાને કર્મ એ પગથીઉં છે અને ઉપાસના દ્વારરૂપ છે.

**પહેલું અંગ કર્મ**—કર્મ માર્ગે આચરવાથી વ્યાવહારિક કર્મના દોષ જાયછે તથા અંતઃકરણ શુદ્ધ થાયછે. જીવની જન્મથીજ કર્મ તરફ વૃત્તિ છે, પણ મનુષ્યે સત્કર્મ તરફ વૃત્તિ રાખવી એ તેનું વિશેષ કર્તવ્યછે. આ-ગળ જણાવ્યા પ્રમાણે કર્મ વડે ઉપાસનામાં પ્રવેશ થાયછે, અને ઉપાસના દ્વારે જ્ઞાન પ્રાપ્ત થાય છે, માટે કર્મ માર્ગ એ ઇશ્વરના અસ્તિત્વ ભાવનું જ્ઞાન થવાનું અને તેની પ્રાપ્તિનું પ્રથમ પગથીઉંછે. કર્મ માર્ગમાં તીર્થયાત્રા કરી પવિત્ર સ્થાનોમાં ઉપવાસ વગેરે વિધિ કરી ધર્મદાન કરવાં; ક્ષેત્રોમાં સ્થાપેલી તથા પોતાના ઘરમાં સ્થાપેલ પંચાયતન દેવની પૂજા કરવી; એ-કાદશી ઈત્યાદિ દિવસોમાં વ્યવહાર છોડી દઇ નિષ્કામ ભક્તિ કરવી અને ઉપવાસ, એકાહાર કે ફળાહાર કરી શરીરનું સુસ્તપણું દૂર કરવું; સ્નાન, સંધ્યા તથા ભજન, કીર્તન કરવાં; નિષ્કામ બુધ્ધિવડે પરોપકાર કરવો; અનાથ વૃદ્ધ સ્ત્રી પુરૂષો, બાળકો, અપંગ આંધળાંનું યથાશક્તિ પોષણ ક-રવું; નીતિથી વ્યવહાર કરી દ્રવ્યનું ઉપાર્જન કરી તે દ્રવ્યનો પરોપકારાર્થે સુમાર્ગે વ્યય કરી ધર્મશાળા, પાઠશાળા, નવાણ ઇત્યાદિ બંધાવવાં; જ્ઞાની બ્રાહ્મણો અને ધર્મ ગુરૂઓ જેઓ લોકોને ધર્મનો એટલે ઇશ્વર પ્રાપ્તિનો, સન્માર્ગનો બોધ દેવામાં તેમનો વખત અર્પણ કરેછે તેમના નિર્વાહ માટે બંદોબસ્ત કરી આપવો; પ્રાણી માત્ર ઉપર દયા રાખી તેમનાં દુઃખમાં ભાગ લેવો, આ બધાં કર્મકાંડના પેટામાં આવી જાયછે.

**સત્કર્મ તે મનનાં માન્યાં નહિ પણ સ્વધર્મોક્ત કરવાં એ-જ પુરૂષાર્થ છે.** કર્મથી મળ, વિક્ષેપ અને અજ્ઞાનનો નાશ થાય છે. એ કર્મ પાંચ જાતનાંછે, **નિત્ય,** જે નકરવાથી પ્રાયશ્ચિત લાગે અને કરવા-થી રોજનાં પાપનો ક્ષય થાય; જેવાં કે સ્નાન, સંધ્યા, જપ, પૂજન, હોમ. **નૈમિત્તિક**—નિમિત્ત એટલે કારણને લીધે કરવું તે, જેવાં કે, ગર્ભાધાન, ઉપનયન ઇત્યાદિ; **પ્રાયશ્ચિત**—વિરૂદ્ધાચરણથી થએલ પાપના નિવારણ માટે આવશ્ય કર્મ કરવું તે; તે પ્રાયશ્ચિત્ કર્મ વળી બે જાતનાંછેઃ—**સાધા-રણ અને અસાધારણ.** સાધારણ તે જ્ઞાન અજ્ઞાનથી થએલાં બધાં પા-પને માટે ગંગાસ્નાન, તીર્થયાત્રા, હરિભજન વગેરે, અને અસાધારણ એ-

ટલે ઉદ્દિષ્ટ પાપ હોય તેનીજ નિવૃત્તિ માટે જે પ્રાયશ્ચિત્ કરવું તે; **કામ્ય** કાંઇ ઈચ્છાથી કરવું તે:—**स्वर्गकामोयजते**; અને **નિષિદ્ધ** એટલે શત્રુ વિનાશ કામ. શત્રુના વિનાશની કામના વાળો પુરૂષ **श्येन** (એક જાતનો પક્ષી) યાગ કરેછે, તે નિષિધ્ધ કર્મછે.

**બીજું અંગ ઉપાસના**—પૃથ્વી, પાણી, તેજ, વાયુ તથા આકાશ એટલે પોલાણ એ પંચ મહાભૂતોની પંચ મહાભૂતાત્મક ભૂગોળ વગેરે અનંત બ્રહ્માંડ ગોળરૂપ સૃષ્ટિ છે; તથા તે સર્વે ગોળો ઉપરની સષ્ટિ પણ પંચભૂતાત્મક છે, તે સર્વે સૃષ્ટિનું અંતઃકરણથી જ્ઞાન થઈ કર્મેંદ્રિયોવડે પ્રાણી માત્રનો તેમાંજ વ્યવહાર લાગેલોછે તેથી નિરાકાર પરમેશ્વરના અસ્તિત્વની ભાવનાનું સ્મરણ પ્રાણી માત્રને થઇ શકતું નથી; અને તેના સ્મરણ વિના સર્વ વ્યવહાર તથા જીવતર મિથ્યા છે, એવું બ્રહ્મવેત્તા જ્ઞાની પુરૂષો પણ કહેછે. હવે માણસોને સૃષ્ટિનું જ્ઞાન થયા છતાં ઇશ્વરનું સ્મરણ થતું નથી, તે થાય તે માટે પંચ વિષયરૂપ સષ્ટિમાં નિરાકાર પરમેશ્વરના અસ્તિત્વનું ભાન થવા માટે તથા તેનો અનુભવ લેવામાટે જ્ઞાની પુરૂષોએ ઉપાસના માર્ગ બતાવ્યો છે. ભૂમિરૂપ ગોળાકૃતિનું ચિન્હ એટલે લિંગ કરી તેમાં દેવની ભાવના કરવી, એટલે આખી પૃથ્વીમાં દેવતાની ભાવના ઉત્પન્ન થશે, તેજ પ્રમાણે પાણીમાં દેવછે એવો ભાવ તીર્થોદક વડે દ્દઢ થાયછે, એમ અગ્નિમાં વાયુમાં અને આકાશ એટલે પોલાણમાં સર્વ ઠેકાણે ઇશ્વર વ્યાપ્ત છે, એવો ભાવ થાયછે. મતલબ કે ઉપાસના માર્ગ સર્વ વિષયોનું અખંડ સ્મરણ કરાવ્યાની સાથેજ તેના બનાવનાર ઇશ્વરનું પણ સ્મરણ કરાવેછે. તમો ગુણી પ્રાણીઓને ઇશ્વરના અસ્તિત્વનો ભાવ કદિ ઉત્પન્ન થતો નથી, તેથી તેમને ઇશ્વર સ્મરણનો માર્ગ સારો લાગતો નથી. માટે એ અજ્ઞાન જીવોને ઇશ્વરના અસ્તિત્વ ભાવનું ભાન થવા અને ફરજ તરીકે તેનું સ્મરણ કરવા માટે ઉપાસનાકાંડ એ પ્રબળ સાધન છે.

ઉપાસના એટલે ભક્તિ નવ પ્રકારે થાય છેઃ—

**श्रवणंकीर्तनंविष्णोःस्मरणंपादसेवनं ।**
**अर्चनंवंदनंदास्यंसख्यमात्मनिवेदनं ॥**

**શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય,** ...

થા આત્મ નિવેદન એ નવ પ્રકારની ભક્તિ. **શ્રવણ** એટલે નિરાકાર પરમેશ્વરની પ્રાપ્તિ થાય એવાં પુસ્તકો પ્રીતિથી સાંભળવાં; **કીર્તન** એટલે પરમેશ્વરના ગુણ ગાવા; **સ્મરણ**—ઇશ્વરનું સ્મરણ કરવું; **પાદસેવન**—જે પુરૂષોને પરમેશ્વરનો બોધ થઇ તેનું સંપૂર્ણજ્ઞાન થયુંછે તે જ્ઞાની પુરૂષો કે અવતારી પુરૂષોની સેવા કરવી; **અર્ચન**—અયોનીસંભવ રામકૃષ્ણાદિ પુરૂષો નિરમાણ થયાછે તેમનું એકાગ્રહ ચિત્તે ધ્યાન કરવાથી તેઓ પ્રગટ થઈ ઉપદેશ કરેછે, તેથી મનોમય કલ્પનાથી ચક્ષુની અંદરના ભાગના સૂક્ષ્મ પદાર્થોનો દેહ કલ્પી મનોમય પ્રેમના સુગંધી પુષ્પાદિક ઉપચાર કલ્પી અર્ચન કરવું; આ ઉપચારની રીતિ મનમાં જાણવામાં આવે માટે બાહ્ય પ્રતિમા માંડી તેનાપર પુષ્પ ચંદનાદિ પદાર્થો ચડાવવા તેને અર્ચન કહેછે; **વંદન**—પરમેશ્વરની પ્રાપ્તિનાં જેટલાં સાધનોછે તે બધાં નજીવાં લાગે, પણ તેની નિંદા ન કરતાં તે બધાં સાધનો પરિણામે ઇશ્વર પ્રાપ્તિ તરફછે, એવું સમજી તીર્થયાત્રાદિક સર્વ વંદ્યછે માટે તેમને નમવું તે **વંદન** ભક્તિછે; નિમકહલાલ નોકરની પેઠે ઇશ્વરનાજ વિશ્વાસમાં તેની પ્રીતિ મેળવવા માટે આખું શરીર અર્પણ કરવું તે **દાસ્ય** ભક્તિછે; બીજા પદાર્થો કરતાં ઇશ્વરપર વધારે સ્નેહ રાખવો તે **સખ્ય** ભક્તિ છે, અને નિરાકાર પરમેશ્વર તથા જ્ઞાન સ્વરૂપ પોતાનો આત્મા એ બન્ને જુદાં નથી પણ એકજછે એવું જ્ઞાન પ્રાપ્ત કરવું એ નવમી **આત્મનિવેદન** ભક્તિ છે.

---

**મુર્તિપૂજા**—આગળ જણાવ્યા પ્રમાણે કર્મકાંડ, ઉપાસના કાંડ તથા જ્ઞાન કાંડ ત્રણે અવસ્થાનો ઉત્તરોત્તર આશ્રય કરવાથી માણસ જ્ઞાન માર્ગે ઈશ્વરત્વને પામે છે. પહેલાં બે અંગ જ્ઞાન પ્રાપ્ત થવાનાં દ્વાર કહ્યાં. પ્રથમ કર્મ કાંડનો આશ્રય કરીને મલ રહીત થવું; પછી ઉપાસના કાંડનો અધિકાર પ્રાપ્ત થાય છે. ઉપાસના વડે વિક્ષેપ દૂર થઈ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ઉપાસનાના પ્રકાર આગળ જણાવ્યા, તેમાં પૂજન વિધિના પ્રકારમાં પ્રતિમા પૂજનનો પણ વિધિ કહેલો છે. મનુષ્ય પોતપોતાના અધિકાર પૂર્વક જે કાંઇ કર્મ કરે તેને માટે તે કદિ પણ નિંદ્ય નથી. ઈશ્વરની ભક્તિ કરવી એ મનુષ્યની ફરજ છે. પણ સ્રીએ પતિનીજ સેવા કરવી અને પતિનેજ ઈશ્વર માનવા એવું વેદ કહે છે. તેથી સ્રી પોતાના પતિની સેવા

કરવી છોડીને ઇશ્વર ભક્તિ કરશે તો તેથી ઇશ્વર કદિપણ પ્રસન્ન નહિ થાય, અને સ્ત્રીએ પોતાનો પતિવૃત ધર્મ છોડયો માટે તે ઉલટી નિંદાને પાત્ર ઠરશે. તેમ જેને એ જાતનો અધિકાર છે તે અધિકારને અનુસરતું કૃત્ય છોડી જે કૃત્યનો તેને અધિકાર નથી અથવા જે કૃત્ય કરવાને તે લાયક થએલ નથી તે કૃત્ય તે કરશે તો તેનું તેને ફળ મળવાનુંજ નહિ.

હવે જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણે જ્ઞાન મેળવવાનો ક્રમ કહ્યો છે, તેમ છતાં કર્મ કાંડનો અધિકારી તે કામ છોડીને જે કામનો તેને અધિકાર મળ્યો નથી અથવા લાયક થયો નથી તે કામ કરશે તો તે તેને ફળદાયક નથી. મનુષ્ય માત્ર પાયરીથી યોગ્યતા પામે છે. મેડી ઉપર ચડવાને માટે પ્રથમ પગથીઆંનો આશ્રય લેવોજ પડે, અને તેમ કર્યા વિના કદિ કૂદકો મારી મેડી ઉપર ચડવાનો પ્રયત્ન કરે તો તે માણસ નિષ્ફળ થાય છે, ને તેનેનુકશાન થયા વિના રહેતું નથી. તેટલા માટે બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિને પ્રાપ્ત થએલા જ્ઞાની પુરૂષો કર્મકાંડ તથા ઉપાસનાકાંડ તરફ ઉદાસીન દેખાય ને તેઓ કદિ તેનો તિરસ્કાર કરે તેથી તે કર્મ, ઉપાસના, નિષિદ્ધ છે એમ ઠરેજ નહિ. બી. એ. થએલા ગ્રાજ્યુએટને અંગ્રેજી પહેલું ધોરણ કંટાળા ભરેલું અને નકામું લાગશે, તેથી તે એમ તો નહિજ કહે કે પહેલું ધોરણ ભણવું નહિ. તેને પોતાને પહેલા ધોરણના વિષયો વાંચવા એ કાળક્ષેપ કરવા જેવું લાગશે ખરૂં, પણ તેથી શું તે ધોરણના અધિકારીને એટલે પહેલું ધોરણ ભણનારને તે ફળદાયક નથી? છેજ, અને તેજ પહેલું ધોરણ શીખ્યા વિના બી. એ. ની પરીક્ષાનો અભ્યાસ માંડશે તો તે કામ તેને મહાભારત જેવું લાગશે અને કદી બનશે નહિ, તથા ફતેહ મેળવશે નહિ. તેમ કર્મ કાંડ અને ઉપાસના કાંડના અધિકારીઓ પોતાના અધિકારને અનુસારનાં કૃત્યો છોડી જે સ્થિતિનો અધિકાર પ્રાપ્ત થયો નથી તે સ્થિતિની અભિલાષા રાખે એજ મૂર્ખાઈ છે.

આપણા શાસ્ત્રમાં કહેલું છે કે પરમ બ્રહ્મનું જ્ઞાન થવામાં પરમ સુખ અને મોક્ષ મળે છે. આવું જ્ઞાન થવાનો મુખ્ય આધાર **'ધ્યાન'** ઉપર છે. ધ્યાન વડેજ ઈશ્વર પ્રાપ્તિ થાય છે. ધ્યાનના બે પ્રકાર છે. એક **માનસિક ધ્યાન** એટલે કલ્પના વડે કરીને મનમાં નિરાકાર ઈશ્વરનું ધ્યાન કરવું તે, અને બીજું **'પ્રત્યક્ષ ધ્યાન'.** પ્રત્યક્ષ ધ્યાન માટે પ્રતિમા પૂજાનો

પ્રકાર કહેલો છે. જ્ઞાની લોકો માનસિક ધ્યાન વડે ઇશ્વરનું સ્વરૂપ ઓળખવાને શક્તિવાન થાય છે, પણ મંદ અધિકારીઓનું ધ્યાન નિરાકાર સ્વરૂપમાં લાગી શકતું નથી માટે તેમને પ્રત્યક્ષ ધ્યાન કરવાની જરૂર છે. શાસ્ત્રોક્ત મંત્રો વડે પ્રતિમાની પ્રતિષ્ઠા કરી તેનું પૂજન કરવાનો પ્રકાર વેદમાં કહેલો છે. નિરાકાર પરમેશ્વરનું મન વડે ધ્યાન કરવું એ ઉત્તમ પક્ષ કહેલો છે, પણ સંસારમાં લુબ્ધ થએલા મનુષ્યોનું ચંચળ ચિત્ત માનસિક ઉપાસનામાં લાગી શકતું નથી, તેમને વાસ્તે તો મૂર્ત્તિપૂજાનો ગૌણ પક્ષ છતાં મૂર્તિદ્વારાએ ઇશ્વરની આરાધના કરવી એજ તેમના અધિકારને અનુસાર ઉત્તમ પક્ષ છે. ઈશ્વરોપાસનામાં શ્રદ્ધા એજ મુખ્ય કારણ છે; તે શ્રદ્ધા પ્રતિમા પૂજન વડે ઇશ્વરમાં બેસે તો તેમ કરવામાં કાંઈ દોષ હોય એમ લાગતું નથી.

હવે દેવ એકજ છતાં તેના જુદા જુદા આકારની મૂર્તિઓ અને જુદાં જુદાં નામ શામાટે કલ્પેલાં છે? એ શંકાનું સમાધાન એમ થઇ શકે છે કે દુનિયામાં વિચિત્ર પ્રકૃતિનાં માણસો છે, તેમને પોતાની પ્રકૃતિને અનુકૂલ ધર્માચાર અને આહાર વિહારાદિ કર્મો કરવાથીજ સુખ પ્રાપ્ત થાય છે; તેથી જુદા જુદા આકારમાં અને જુદા જુદા નામથી પણ એકજ ઈશ્વરનો અંશ છે એમ માની લીધેલ જુદી જુદી મૂર્તિમાં ઇશ્વરનું આરોપણ કરી તેની સેવા પૂજા ભાવથી કરેછે. એક બીજાના દેવની નિંદા કરવી એતો અજ્ઞાનતાની નિશાની છે, કેમકે મૂર્તિના જુદા જુદા આકાર અને નામ છતાં તે બધી એકજ દેવની મૂર્તિઓ છે, તો જે લોક અજ્ઞાનતાથી બીજા દેવની નિંદા કરેછે તે પોતાનાજ દેવની નિંદા કરવા બરાબર છે. શાસ્ત્રમાં કહેલું છે કેઃ—"सर्वदेवनमस्कारःकेशवंप्रतिगच्छति" વેદમાં વિષ્ણુ, શંકર, દેવી, ગણપતિ વગેરે સર્વ અવતારોની, સૂર્યની, દશ અવતારોની ઋષિઓની, બ્રહ્મદેવની વગેરે અનેક દેવોની અને દેવીઓની, સ્તુતિ કરી છે, માટે વેદોક્ત ધર્મના લોકોએ તેમાંના કોઇ દેવની નિંદા ન કરવી જોઇએ. વિષ્ણુ સહસ્ત્ર નામમાં ॥ आदिदेवोमहादेवोदेवेशोदेवभृद्गुरु ॥ એમ મહાદેવનું નામ છે, અને વળી ॥ शर्वः सर्वः शिवःस्थाणुर्भूतादिर्निधिरव्ययः ॥ તેનો અર્થ એવો છેકે 'सर्वायनमः' 'शर्वायनमः' 'शिवायनमः' स्थाणवेनमः तस्मात्शिवायनमः ॥ એ વિષ્ણુ સહસ્ત્ર નામ

આં છે, તથા ॥ आदिदेवायनमःमहादेवायनमः ॥ એવું લખ્યું છે. તેથી સમજાય છેકે એકજ ઇશ્વરનાં વિષ્ણુ સહસ્ર નામો, શિવ સહસ્ર નામો, ગણપતિ સહસ્ર નામો, દેવી સહસ્ર નામો, એવાં અનેક છે, તે સવ ઇશ્વરતું જ્ઞાન થઇ સ્મરણ રહે એવા અર્થનાં છે; અને વિષ્ણુ સહસ્રમાં શિવનાં નામ વાંચીએ છીએ અને શિવ સહસ્રમાં વિષ્ણુંનાં નામ વાંચીએ છીએ તો પછી નિંદા શા માટે કરવી જોઇએ? શ્રીમત્ ભગવત્ ગીતામાં વિભૂતિરૂપ અવતારો કહ્યા છે તેમાં કહ્યું છેકે वृष्णीनांवासुदेवोस्मि એટલે યાદવોમાં કૃષ્ણ અવતાર તેજ હું (ઈશ્વર) અને મારી વિભૂતિ છે. વળી તેમાંજ ॥ रुद्राणांशंकरश्चास्मि ॥ એટલે અગીયાર રૂદ્રમાં શંકર અવતાર તે પણ મારી (ઈશ્વરની) વિભૂતિ. તો પછી ભગવદ્ ગીતાને માનનાર વૈષ્ણવોએ શંકરની નિંદા કરવી અને શંકર મતવાળાએ વિષ્ણુની નિંદા કરવી એતો ઇશ્વરનેજ નિંદવા બરાબર છે. આવી અજ્ઞાનતાને લીધે સ્વાર્થી લોકોએ પોત પોતાના દેવનું મહાત્મ વધારવાને બીજા દેવોની નિંદાનાં પુસ્તકો પણ લખ્યાં છે, તેવાં પુસ્તકો વાંચવાં નહિ જોઇએ અને હાથ લાગે તો બાળી મૂકવાં જોઈએ. કેમકે એવાં પુસ્તકોથી લોકોની ઉલટી શ્રદ્ધા ઉઠી જાયછે અને દેવનું મહાત્મ્ય ઘટે છે, અને સુધરેલા લોકોને બોલવાનું બહાનું મળેછે કે ઘણા દેવો અને તેની પૂજાને લીધે દેશમાં કુસંપ વધ્યો છે, જોકે ખરૂં જોઇએ તો કુસંપ ઉઠવાનું કાંઇ કારણ નથી અને ઉઠયો છે તે કેવળ માણસોની અજ્ઞાનતા અથવા સ્વાર્થી લોકોના પ્રપંચથીજ. માટે કોઈ પણ દેવની નિંદા ન કરતાં જેને જે દેવ અને આકૃતિ ઉપર પ્રીતિ જોડાય તેને તેની પૂજા કરવા દેવી.

શાસ્ત્રમાં પંચાયતન દેવની પૂજા કહેલીછે; અને બીજા અનેક દેવોનો એ પાંચ દેવમાં અંતર્ભાવ છે, તેથી શાસ્ત્ર પ્રમાણે સમજીને વર્તનારા વિદ્વાન લોકો આ પાંચ દેવો તેમજ બીજા અનેક દેવોને એકજ દેવનું સ્વરૂપ સમજી સરખો ભાવ રાખેછે. પંચાયતન એટલે ભજનનાં પાંચ સ્થાન અને પાંચ દેવની આ પ્રમાણે કલ્પના યોજેલીછે. ૧ 'અંતઃકરણ' શરીરમાં વ્યાપકછે માટે તેનું નામ विष्णु; ૨ 'આત્મા' જ્ઞાન રૂપછે તથા શરીરની ઇંદ્રિય ગણોનો પતિ એટલે ઉપરી છે માટે તેનું બીજું નામ

ગણપતિ; ૩ શરીર તથા મનની સકળ વૃત્તિને જાણનારો સર્વ સાક્ષી જ્ઞાન સ્વરૂપ છે તેજ સર્વ સાક્ષી સ્વરૂપ ભજનનું ત્રીજું સ્થાન છે અને તે સાક્ષીત્વભાવ નિરાકાર પરમેશ્વરની અને મિથ્યાઅહંવૃત્તિની મધ્ય સીમા છે તેથી તેનું ત્રીજું નામ **શિવ** છે. ૪. શરીરની અંદરના શુદ્ધ પ્રાણુ વાયુને ગતિમાં મૂકી 'હું' એવી સ્ફુરદ્રુપ વૃત્તિ તે ચોથું સ્થાન. આ પ્રત્યેક અહંવૃત્તિમાંથી પ્રત્યેક શરીર જન્મ પામેછે, માટે અહંસ્ફુર્તી એજ સર્વ જગત્‌ની માતા **જગદંબા**. ૫ ત્રિગુણને પ્રસવનારો શરીરનો જીવ ભાવ તે પાંચમું સ્થાન; અને તેટલા માટે તેનું નામ **સવિતા** એવું આપ્યું છે. આ પાંચે (વિષ્ણુ, ગણુપતિ, શિવ, જગદંબા અને સવિતા) સ્થાનાતીત દેવ છે, અને તે નિરાકાર છે. પણ જેમ શરીરનું પોષણ કરવાથી મનનું પોષણ થાયછે, તેમજ વૃત્તિરૂપ પાંચ સ્થાનને વિષે ભજન કરવાથી નિરાકાર પરમેશ્વરનું ભજન થાયછે; નહિતો નિરાકાર પરમેશ્વરના સ્વરૂપના વિષે ભજ્ય, ભજક અને ભજન એ ત્રણ પ્રકારની ત્રિપુટી મળેજ નહિ. હવે આ પાંચ આયતન એટલે સ્થાનના વિષે ચિત્ત રાખી ધ્યાન કરવાનું કહ્યું તો શાલિગ્રામાદિ પાંચ મૂર્તિ સામે રાખી તેને પુષ્પચંદનાદિ ઉપચાર કરવાનું પ્રયોજન શું હશે? તેનું એમ છે કે મનની સ્થિરતા વિના નિરાકાર પરમેશ્વરના ભજન માટે અંતઃકરણાદિ પાંચ સ્થાનકોમાં નિરાકારનું જ્ઞાન ઠસતું નથી, તેથી પ્રથમ મનની સ્થિરતા કરવા સારૂ શાલિગ્રામાદિ પાંચ વસ્તુઓ લઈ રંગ પ્રમાણે નિશાનીઓ ધારવી અને આંખો બંધ કરી મનોમય કલ્પના કરીએ તો જુદા જુદા રંગના પાંચ બિંદુ મનોમય મનને દેખાય છે. તેથી મન સ્થિર થઈ સ્મૃતિ વધવા માંડે છે. તેજ પ્રમાણે રામકૃષ્ણાદિ અવતારોની મૂર્તિઓના જેવી કલ્પના કરવાથી મન સ્થિર થાયછે તથા સાક્ષાત્કાર થાયછે. માટે મનની સ્થિરતા સારૂ મનોમય કલ્પના રૂપી મૂર્તિઓનાં ધ્યાન કરવાનો પ્રકાર સારોછે, એમ કલ્પનાથી પણ જણાયછે. આ પ્રમાણે બિંદુ કલ્પી મનોમય મૂર્તિનું ધ્યાન કરવામાં પથરો ધ્યાનમાં આવતોજ નથી, એટલે તે પથરાની પૂજા ઠરતીજ નથી. આ પ્રમાણે મન સ્થિર કરવાનાં યોગને શિવયોગ અને વિષ્ણુયોગ કહેછે. આ બે યોગરૂપી સાધનો દ્વારે મનસ્થિર કરી દમન કરવું એટલે જ્ઞાન થવાને અડચણ પડતી નથી.

પ્રતિમા પૂજા એ સ્મારક સંપ્રદાય છે,. એટલે સિંહનું ચિત્ર કાઢી નીચે સિંહનો સ્વભાવ લખ્યો તેથી જેમ સિંહનું જ્ઞાન થાય, એશિયાખંડની ભૂગોળ વાંચી નકશામાં જોવાથી જેમ એશિયાખંડનું ભાન થાય, તેમ રામકૃષ્ણાદિ અવતારી પુરૂષોની પ્રતિમાઓ કરી સ્થાપના કરી અને તેમના ચમત્કાર, ગુણ તથા ચરિત્રો લોકોને વાંચી સંભળાવ્યાં તે પરથી લોકોને ઇશ્વરની શક્તિનો બોધ થાયછે. મોટા લોકોનાં બાવલાં ઉભાં કરવામાં આવેછે, તેનો પણ હેતુ એવોજ છે, કે તેમણે કરેલાં પરાક્રમના ઈતિહાસ વાંચ્યાની સાથે તેમનાં સાદ્રશ્ય બાવલાં જોઈ લોકોને તેમનાં પરાક્રમનું સ્મરણ થાય. તેમની હિંદુઓના દેવોની પેઠે પૂજા થતી નથી, તેનું કારણ એટલુંજ હોવું જોઇએ કે તેમનામાં માનવી શક્તિ હતી અને રામ કૃષ્ણાદિ અવતારી પુરૂષોમાં ઇશ્વરની શક્તિ હતી; તેટલા માટે તેમની પ્રતિમાની જળ, પુષ્પ તથા ચંદનવડે કરેલી પૂજા ફળ આપતી નથી.

મૂર્તિપૂજા શાસ્ત્ર સંમત છે તેના થોડા દાખલા નીચે આપ્યા છે તેથી પણ આસ્તિક લોકો જેમનાં મન યુગના બળે ભમાયાં હશે તેમને ખાત્રી થશે કે મૂર્તિપૂજા એ કાંઇ મનસ્વી મત નથી, કે કેટલાક કહે છે તેમ બ્રાહ્મણોએ પેટને વાસ્તે કરેલાં નથી. જો પેટને વાસ્તે પ્રતિમા પૂજનનો વિધિ હોય તો શાસ્ત્રમાં મૂર્તિ પૂજા કરી પેટ ભરનાર બ્રાહ્મણને **'देवलक'** એવું નીચ નામ આપ્યુંછે તે આપત નહિ. અગ્નિપુરાણમાં કહ્યુંછે કે **"अप्स्वग्नौहृदयेसूर्येस्थंदिलेप्रतिमासुच ॥षट्स्वेतेषुहरेःसम्यगर्चनं मुनिभिः स्मृतं"** પાણી, અગ્નિ, હૃદય, સૂર્ય સ્થંદિલ અને પ્રતિમા એ સ્થાનને વિષે હરિનું ભજન થાયછે. કુર્મ પુરાણમાં કહ્યુંછે કે **॥ ब्रह्माणं शंकरंसूर्यंतथैवमधुसूदनं॥ अन्यांश्चाभिमतान्देवान्भक्त्यालक्रोधनो नरः ॥ स्वमंत्रैरर्चयन्नित्संगंधपुष्पैस्तथांबुभिः॥** બ્રહ્મા, શંકર, સૂર્ય, વિષ્ણુ અને બીજા પોતાના ઇષ્ટ દેવને ભક્તિવડે ક્રોધ રહીત થઇને માણસે વેદના મંત્રથી, પાણીથી તથા સુગંધી પદાર્થથી પૂજવા. મનુ કહે છે કેઃ— **मैत्रंप्रसाधनंस्नानंदंतधावनमंजनं ॥ पूर्वाण्हएवकुर्वीतदेवतानांच-पूजनं ॥** મલત્યાગ, કેસનું ઓળવું, સ્નાન, દાતણ, આંખમાં સુરમાનું

અંજન અને દેવતાનું પૂજન એ બધાં દિવસના પ્રથમ ભાગમાં કરવાં. વળી કૃષ્ણયજુઃ શાખા અધ્યાય ૧૬ માં કહ્યું છે કે ॥ **सुपर्णस्यप्रमासि सुपर्णस्यप्रतिमासिसुपर्णस्योन्मासिसुपर्णोसिसुपर्णायत्वा ॥**

આ પ્રમાણે વેદ શાસ્ત્રથી સ્થાપના કરેલ અને હજારો વર્ષ થયાં પરંપરાથી ચાલતી આવતી પ્રતિમા પૂજનની રીતને રમકડાં રમાડવા જેવી વાત ગણી કાઢવી એતો કેવળ ક્ષુદ્ર મતિનો મહિમા છે. મનુ કહે છે કે ॥**येनास्यपितरोयाताःयेनयातापितामहाः॥ तेनयायात्सतांमार्गंतेनगच्छन्नरिष्यते॥** જે માર્ગે પોતાના પિતા ચાલ્યા, જે માર્ગે દાદાઓ ચાલ્યા, તે માર્ગે ચાલનારો પુરૂષ સ્વધર્મથી ભ્રષ્ટ થતો નથી. આથી મનુનું કહેવું એમ તો નહિજ હશે કે 'બાપને કૂવે બુડી મરવું' પણ ઋષિઓનો સ્થાપેલો માર્ગ ઇશ્વર પેરિત અને સર્વોત્તમ છે, તે પ્રમાણે બાપદાદાઓ ચાલતા હોય, અને તે પ્રમાણે આપણે ચાલવું. સ્મૃતિકાર કહે છે કે **यःकश्चिन्न्याय्याचारःसर्वंशास्त्रमितिश्रुतिः॥यदन्याय्यमशास्त्रंतदिसेषाश्रूयतेश्रुतिः॥** જે કોઇ ન્યાયથી નહિ વિરૂદ્ધ એવો જગત્માં સદાચાર ચાલે તે શાસ્ત્ર રૂપ છે, અને જે ન્યાયથી વિરૂદ્ધ છે તે અશાસ્ત્ર છે. માટે જે સદાચાર પરંપરાથી કુળક્રમથી પ્રાપ્ત થયો છે, અને જે માર્ગ અભય દેવાવાળો છે તે માર્ગ મૂકીને અજાણ્યો અને ભય ભરેલો લેવો તેમાં અંતે નુકશાન છે.

દુનિયાના સર્વ લોકો કોઈને કોઈ પ્રકારે મૂર્તિપૂજક છે એમ સિદ્ધ થઈ શકે છે. યૂરોપના કેટલાક ધાર્મિષ્ટ લોકો અને રોમન કેથોલિક પંથના લોકો મૂર્તિપૂજા ક્યાં નથી કરતા? પારસી લોકો આતસની પૂજા કરે છે. મુસલમાન લોકો 'ફનાફ્તિશેહ' ના સિદ્ધાન્તને માની માશુક રૂપે પ્રભુ પ્રાર્થના કરેછે. ગુરૂને ઈશ્વર સમાન ગણવા એ પણ મૂર્તિપૂજાજ છે; કાગળના [1]કટકામાં પોતાના મિત્ર, માબાપ, કે ભાઇની ભાવના થવી અને નકશામાં અમુક દેશ કે ખંડનો આકાર ઓળખવો એ પણ મૂર્તિ નહિ તો બીજું શું? પોતાના ઇષ્ટ મિત્ર, માબાપ કે ગુરૂની છબી (ફોટોગ્રાફ) ના ઉ-

૧. ફોટોગ્રાફ.

પર ધિક્કારના શબ્દો સાંભળીને કે પૂર્વનું વૈર કે દ્વેષ બુદ્ધિથી ઉત્પન્ન થએલ ગુસાના આવેશમાં તેના મુખ ઉપર ખાસડું ઠોકાયેલું જોઈને ક્ષોભ ન થાય, એવા મહા જ્ઞાની કે મૂરખ તો કોઈકજ હશે. ફોટોગ્રાફમાં પણ પ્રીતિ રહેલી છે અને તેટલા માટે પોતાના વિયોગી પરદેશ ગએલા પતિની, મિત્રની કે માબાપની છબીનું મુખ જોઇને હર્ષ થાયછે. આટલું છતાં પોતાના ઇષ્ટદેવ પરમેશ્વરની પ્રતિમા પૂજન ઉપરથી પ્યાર ઉડી જવો એ કાંઇ નહિ પણ હિનભાગ્યની નિશાની છે. બ્રહ્મજ્ઞાનની ટોચે ચડેલ અને જ્ઞાનમાં ગળી ગએલ કોઇ સુધારાવાળો મૂર્તિપૂજા ભલે ન કરે પણ થોડું ઘણું અંગ્રેજી ભણી સુધરેલાની ડફાંસ મારનાર સ્વધર્મથી રહિત અને શાસ્ત્રના રહસ્યથી અજ્ઞાન લેભાગુ જુવાનીયાઓ ઉપદેશ દેવા દોડે છે એતો વેશ્યાને મુખે સતિ ધર્મનું આખ્યાન થયા જેવું છે.

મૂર્તિપૂજાથી અને ઘણાં મંદિરો થવાથી વ્યભિચારાદિ અનાચારની વૃદ્ધિ થાયછે, એવો અપવાદ કોઇપણ દરજ્જે કદિ માન્ય કરીએ તોપણ તેમાં સુધારો થવાની જગા છે, અને સુધારો થવાથી તે બગાડો દૂર થઇશકે એમ છે; જે કારણથી અનાચાર પેદા થાય તે કારણ દૂર કરવાની વાત એક બાજુપર રાખી મૂર્તિપૂજાને દોષ દેવો અને તેની નિંદા કરવી એ વાજબી નથી. ખરેખરા સુધરેલા સુધારાવાળાઓ તો મૂર્તિપૂજાની વિરૂદ્ધમાં કદિ બોલતા નથી કે વિરૂદ્ધાચરણ કરતા નથી. ઉલટા મૂર્તિના ભાવિક ઉપાસક હોયછે જે મંદિરોમાં પાઘડી ઉતારી લાંબા પડી મૂર્તિને નમી નમી નમસ્કાર કરેછે. પણ માત્ર નામના લેભાગુ સુધારાવાળાઓ જેઓ પોતાના ધર્મશાસ્ત્રના તત્વથી અજ્ઞાન છે, જેઓને કેવળ રાજસી પ્રકૃતિની પ્રજાઓનું અનુકરણ કરવાની ઘેલછા થવાથી જેઓ ભભકાદાર હવેલીઓ દેખી પોતાનું સાદું પણ નિર્દોષ ઝુંપડું બાળી મુકવાને તૈયાર થયા છે તથા જેઓ નામના સુધારાના સરદારમાં નામ નોંધાવવાનો કોડ ધરાવે છે, તેઓજ માત્ર સ્વધર્મ કર્મની નિંદા કરતા હશે. આવા સુધારાવાળાઓનું મૂળથીજ એવું વલણ જોવામાં આવે છે કે જો ચાલતા રીવાજમાં કાંઇ પણ દોષ દેખવામાં આવે તો તે દોષ સુધારવાને બદલે, તે રીવાજ ભલે સારો હોય, તોપણ તેનો જડમૂળથી ઉચ્છેદ કરવો. આ ઉચ્છેદન રીત સારી લાગતી નથી. મંડળના આગેવાન થઇ અથવા આગેવાનનું માન ધરાવી મંડળને

સુધારવું એટલે જે શાસ્ત્રોક્ત રીત ચાલતી આવતી હોય તેમાં કાળે કરીને દોષ દાખલ થયા હોય તો તે દોષ દૂર કરવા એ ખરા સુધારાવાળાઓનું કામ છે. પણ સુધારો કરવાને અશક્ત હોવાથી ઉચ્છેદનની રીત પકડવી એ મોટા અનર્થનું મૂળ સમજવું. માટે મૂર્તિ પૂજા એ ગૌણ પક્ષ છતાં તેના મંદ અધિકારીઓને તે જ્ઞાન માર્ગમાં લઈ જનારૂં સાધન છે.

**જ્ઞાનકાંડ**—શરીરની અંદર તથા બહાર જે અનંત અપાર પોલાણ છે, તે પોલાણની અંદર જે અચળ શાંત નિરાકારપણાનું અસ્તિત્વ છે, તેજ આપણું જન્મ મરણ રહીત જ્ઞાનવાન્ નિરાકાર સ્વરૂપ છે, તેને ઓળખવું એટલે જ્ઞાન થવું તેને જ્ઞાનકાંડ કહે છે. અહંબ્રહ્મ ભાવના એ 'તુરીયા' અવસ્થા છે, એ અવસ્થા જ્ઞાનને પ્રાપ્ત થવી જોઇએ. જેમકે જાગૃત અવસ્થામાં જે આત્મા પોતાને બંધીવાન થએલો માને છે, તેજ આત્મા સ્વપ્નાવસ્થામાં પાલખીમાં બેઠેલો પોતે રાજા છે એવો ભાસ થાય છે. તેજ પ્રમાણે જેમ જાગૃત અવસ્થાની બેડી સ્વપ્નામાં નથી તેમ તુરીયા અવસ્થા એટલે અહંબ્રહ્મ ભાવના જ્ઞાન રૂપ આત્માને પ્રાપ્ત થાય છે, ત્યારે માણસને પાપ પુણ્ય, સુખ દુ:ખ, તથા જન્મ મરણ કાંઇ નથી, પણ અવસ્થાંતર થાય છે ત્યારે અહંબ્રહ્મ જ્ઞાન થાય. જાગૃત અવસ્થાનું સુખ દુ:ખનું જ્ઞાન આત્માને સ્વપ્નમાં નથી તેજ પ્રમાણે તુરીયા અવસ્થા એટલે અહંબ્રહ્મ જ્ઞાન થએ ત્રણે અવસ્થાનું સ્મરણ જતું રહે છે. **અહંકાર**—હુંપણું ધરનારા માયીક ભાવથી એ સ્વરૂપને ઓળખવાની અવસ્થાએ પહોચાતું નથી માટે કર્મ અને ઉપાસનાના સેવનથીજ જ્ઞાન માર્ગમાં પ્રવેશ થઇ શકે છે.

વેદોક્ત ધર્મનું સામાન્ય લક્ષણ અને તેનાં અંગ જણાવ્યાં. હવે વેદોક્ત કર્માચરણની મુખ્ય મુખ્ય બાબતો વિષે વિસ્તારથી વિવેચન કરવામાં આવે છે, જે ઉપરથી સ્નાન, સંધ્યા, શ્રાદ્ધાદિક નિત્ય નૈમિત્તિક કર્મો, જે હાલના સુધારાવાળાઓને ઉપહાસ્યના વિષય રૂપ થઈ પડયાં છે. તેનું નિર્દોષ બંધારણ, તેનો ઉત્તમ ઉદ્દેશ અને ઉપયોગી પણું ખ્યાલમાં આવશે.

**નबुद्धिभेदंजनयेत्अज्ञानांकर्मसंगिनाम् ॥**

**जोषयेत्सर्वकर्माणिविद्वान्युक्तः समाचरन् ॥**

ભગવત્ ગીતા, અ. ૩, શ્લો. ૨૬.

અજ્ઞાની છતાં કર્મકાંડના સંગી રહેવાથી બુદ્ધિ ભ્રષ્ટ ન થતાં તેમનું મન હમેશાં ઈશ્વર ઉપર આસ્થાવાળું રહે છે. સ્નાન સંધ્યાદિક કર્મોમાં ઇશ્વરના સ્મરણ સિવાય બીજું કાંઇ નથી. ધ્યાનના પ્રકારમાં એટલે સંધ્યામાં આચમન વગેરે ક્રિયાઓ ઉપર કેટલાક હસે છે અને કહેછે કે આવા ચાળા કરવાની શી જરૂર છે? તેમના કુતર્કનું સમાધન એવી રીતે થઇ શકે કે જેમ સાળનો દાણો કાચો હોય ત્યાંથીજ તેની છાલ ઉતારી નાખીએ તો તે કદિ પાકવાનો નહિ, અને તેમાં જોઇએ તેવી મીઠાશ પણ થવાની નહિ, તેમ ઈશ્વરના સ્મરણમાં મન ચોંટાડવા વાસ્તે ઈંદ્રિયો તથા પ્રાણ અનુકુળ એટલે તત્પર ન હોય તો ઇશ્વરમાં ધ્યાન ન લાગતાં મન ભમતું રહેછે. માટે ઇશ્વરમાં મન લગાડવા વાસ્તેજ ઈંદ્રિયદમન તથા પ્રાણને અંકુશમાં રાખવાનું સ્નાન, સંધ્યા, એ પ્રબળ સાધન છે. ઇંદ્રિયો સ્નાન સંધ્યાદિક ક્રિયામાં સ્વાભાવિકપણે લાગવાને ટેવાઇ ગએલી હોવાથી મન પણ તે ક્રિયા અને શબ્દોચ્ચારના અર્થ પ્રમાણે ઇશ્વર તરફ રજુ થઇ રહે છે. આથી સમજાય છે કે સ્નાન સંધ્યાદિક ક્રિયામાં કાંઇ નથી એમ બોલવું એ ઘણું નાસ્તિકપણું ઉત્પન્ન કરનારૂં તથા ભય ભરેલું કામ છે.

આર્ય લોકોનાં દરેક ધર્મ કર્મમાં ઈશ્વર સ્મરણ અને તેની સાથે શરીર રક્ષણનો સાંકેતિક હેતુ છૂપો રહેલો જણાય છે, જે શ્રદ્ધાથી અનુભવમાં લીધા વિના અને એકવાર મનન કરી પુખ્ત પણે વિચાર કર્યા વિના છીછરા મનવાળા યુવાનોની દ્રષ્ટિ ગોચરમાં આવી શકતો નથી. આવી દરેક ક્રિયાનો એવડો હેતુ વિસ્તારથી લખી જણાવતાં લંબાણ થઈ કંટાળો આવે માટે તેમાંના કેટલાંક ધર્મ-કર્મનાં આચરણ અને વિધિ વિષે વિદ્વાનો જે ખુલાસો કરે છે તે પરથી તથા મારા મનના સંકલ્પથી મને જે નિશ્ચય થાય છે તે પ્રમાણે આ ઠેકાણે સ્પષ્ટીકરણ કરવામાં આવ્યુંછે.

**સ્નાન**—વેદોક્ત કર્મમાં સ્નાનને પણ પવિત્ર કર્મ અને ન કરવાનું પ્રાયશ્ચિત કહેલું છે. સ્નાન સ્વચ્છતાને માટે તો છેજ, પણ વળી સ્નાન કરવાથી મનની વ્યગ્રતા તથા ઉકલાંટો દૂર થાયછે અને મન સ્થિર થાયછે. ઇશ્વર સ્મરણમાં મનની સ્થિરતાની જરૂર છે. જો અંતરની શુદ્ધિની જરૂર છે તો તેને બાહ્ય શુદ્ધિ કરવાની જરૂર સિદ્ધ થાય છે. જુઓ મુસલમાન લોકો પણ મસીદમાં જોડા કાઢી હાથ પગ ધોઇ પછી નિમાજ પડે,

છે (એટલે ખુદાની બંદગી કરે છે) માટે દરેક ધર્મની ક્રિયાને આરંભે સ્નાનથી શુદ્ધિ કરવાની રીત હિંદુઓમાં અને વિશેષે કરીને બ્રાહ્મણોમાં ચાલે છે તે રીત ઘણી સારી છે, અને તેથીજ ઘણા બ્રાહ્મણો દિવસમાં બે ત્રણ વખત સ્નાન કરે છે. માટે સ્નાન કરવાની રીતને વગોવી વેહેમમાં ગણવી એ અજ્ઞાનતા છે.

**સંધ્યા**—મનુષ્યે નિષ્પાપ રહેવાના સ્મરણ માટે સંધ્યા છે. સંધ્યામાં ઈશ્વરોપાસનાજ છે, તેમ છતાં હાલની કેળવણી પામેલા થોડાજ બ્રાહ્મણો તેપર શ્રદ્ધા રાખી કરે છે. જે ઈશ્વરે આપણને પેદા કર્યા, જે આપણું પાલણપોષણ કરેછે ને સદૈવ સંભાળ લે છે, તે ઇશ્વરનો ઉપકાર માની ધ્યાન વડે તેની પ્રાર્થના કરવી એ માણસ માત્રનો ધર્મ છે. પરંતુ ધ્યાન કરવાની જુદા જુદા લોકોની જુદી જુદી ક્રિયા તે તે ધર્મના આચાર્યો અને વિદ્વાન પુરૂષોએ બતાવી છે. સંધ્યા એ ઇશ્વરની પ્રાર્થના છે તો તે પ્રાર્થના ગમે તે આકારમાં અને શબ્દોમાં કરવામાં આવે તો શું ખોટું? એવો અશ્રદ્ધાળુ અને તર્કી લોકો તરફથી પ્રશ્ન પૂછાય છે. આ બાબત વિષે એવો ખુલાસો થઇ શકે છે કે લોકો પોતાનાં કામકાજ વિદ્વાનોએ બતાવેલા ધોરણ પ્રમાણે કરે છે, તોજ તે નિયમસર કરી શકેછે; સ્વચ્છંદે કરવાથી તે કામ સંપૂર્ણરીતે અને નિયમસર થતું નથી. સંધ્યા મૂળમાં થોડા શબ્દોમાં હતી પણ કાળે કરીને જેમ જેમ ધ્યાન કરનારાઓમાં સાત્વિક બુદ્ધિનો અંશ ઓછો થતો ગયો ને રાજસિ-તામસિ પ્રકૃતિનું બળ વધતું ચાલ્યું તેમ તેમ તેમનાં વ્યગ્ર ચિત્ત સ્થિર કરવા માટે ધ્યાન ધારણાના કેટલાક ઉપચાર વધારવામાં આવ્યા જણાય છે. હવે સંધ્યા કરતાં વારંવાર આચમન, ઈંદ્રિય સ્પર્શ, સંકલ્પ, પ્રાણાયમ, વગેરે કરવાનું કહ્યું છે તેનો તાત્પર્ય એવો જણાય છે કેઃ—શરૂઆતમાં આચમન લેવાથી ચિત્ત શાંત થાયછે. તાળી પાડવાનો સંકેત એવું સૂચવે છે કે આસપાસની ગડબડ બંધ થવી જોઇએ અને ધ્યાનની દરમીયાન કોઈએ તેના ચિત્તનું કોઇ પ્રકારે આકર્ષણ કરી ધ્યાનમાં વિક્ષેપ કરવો નહિ. પાણી વડે ઈંદ્રિયોનો સ્પર્શ કરવો તેની મતલબ એવી જણાય છે કે પાણીના સ્પર્શથી ઈંદ્રિયો સ્થિર અને શુદ્ધ થાય, તેમજ તેમ કરવામાં એવો ભાવ બતાવવાનો છે કે હમણાં ઇંદ્રિયોને બીજે ક્યાંઈ નહિ લગાડતાં આ કાર્યમાં-

જ જોડીશ. સંકલ્પનો સાર એવો છે કે મારાથી જાણે અજાણે થએલા પાપની શુદ્ધિ માટે અને પરમેશ્વરના જ્ઞાનનો પ્રકાશ થવા માટે હું આ સંધ્યા કરૂં છું, એવો પોતાનો અંતઃકરણનો નિશ્ચય બતાવવાને જળ નીચે મૂકવું. જળ ધારા એવું સૂચવે છે કે સંધ્યા કરતાં હું એ હદની બહાર ઉઠીને જઈશ નહિ. જગત્‌ની ઉત્પત્તિ, પ્રલય અને પાલન કરનાર પરમેશ્વરનું આવાહન સ્મરણ કરીને નમસ્કાર કરવા. પછી મનના સંકલ્પ વિકલ્પ દૂર કરવા. પ્રાણ વાયુને નિયમમાં લાવીને પરમેશ્વરનું મંત્ર વડે ધ્યાન કરવું. તે મંત્રનો ભાવાર્થ એવો છે કે સાત લોકનો ઉત્પન્ન કરનાર જે અમારી બુધ્ધિનો ઉદય કરે છે, તે પરમેશ્વરનું હું ધ્યાન કરૂં છું. બીજા લોકો જેમ આકાશમાં પરમેશ્વર ધારીને ઉંચું મોં કરી પરમેશ્વરની પ્રાર્થના કરેછે, તેમ આપણે સૂર્ય મંડળમાં પરમેશ્વરને ધારીને પ્રાર્થના કરીએ છીએ કે હે પરમેશ્વર, તું અમને પાપથી દૂર રાખ; મન, વચન, કર્મ કે ઇંદ્રિયો વડે મારાથી પાપ થઈ ગયું હોય તેનો નાશ કરજે. સૂર્યને અર્ઘ નાખવાનો હેતુ એવો છે કે જ્યારે માણસના મનમાં ભક્તિ ભાવ ઉત્પન્ન થાય છે, ત્યારે તેના મનમાં એવો વિચાર થાય છે કે પરમેશ્વરને રાજી રાખવાને તથા તેની પ્રીતિ મેળવવાને હું તેને શું વસ્તુ અર્પણ કરૂં? બધી વસ્તુ તેનીજ બનાવેલી છે, એટલે તે સર્વ શક્તિમાન્ પરમેશ્વરને કોઈ વાતની ખોટ નથી, તોપણ આપણી પાસે અમૂલ્યમાં અમૂલ્ય વસ્તુ પાણી છે, કેમકે તે પ્રાણી માત્ર અને વનસ્પતિ માત્રનું જીવન છે, માટે આ મારૂં જીવન હું પરમેશ્વરને અર્પણ કરૂં છું એવો ભાવ સૂર્ય સામે અર્ઘ નાખવાનો છે, એવું કલ્પનામાં આવે છે. વળી સૂર્ય પણ જગત્‌ને ઘણી ઘણી રીતે ઉપકાર કરે છે; ઉપાસના તેજસ્વી પદાર્થની કરવાની જરૂર છે, એટલે જે તેજસ્વી પદાર્થ છે તે ઉપાસ્ય છે, ને તેજ દેવ છે. પ્રદક્ષિણા કરીને પરમેશ્વરની સૃષ્ટિ સામું ચોતરફ નજર કરી જોવું, જેથી તેના મહિમાનું સ્વરૂપ તથા તે વિષેનું જ્ઞાન આપણા મનમાં તાજું થઇ વિશેષ ભાવ ઉત્પન્ન થાય. ગાયત્રી મંત્રનો ભાવાર્થ એવો છે કે "નિરાકાર પ્રકાશવાન્ દેવનું હું ધ્યાન કરૂં છું અને તે પરમેશ્વર અમારી જ્ઞાનરૂપી વૃત્તિને એટલે બુદ્ધિને પ્રેરો." વિદ્વાનો ઘણી રીતે આ મંત્રના અર્થ કરે છે તે બધાનો તાત્પર્ય ઈશ્વરની પ્રાર્થના અને તેનો આશિર્વાદ માગવો તે સિવાય તેમાં બીજું કાંઈ નથી.

**વૈશ્વદેવ**—તેજ પ્રમાણે પરમેશ્વરે આપણે વાસ્તે ભોજન પ્રાપ્ત કર્યું તે માટે તેનો ઉપકાર માની અગ્નિ પરમેશ્વરનું તેજ છે, તેમાં પરમેશ્વરને ધારીને આહુતિયો આપવી તથા પૃથ્વીપર બળીદાન મૂકવાં, એ સર્વ ભૂત, પ્રાણી, દેવ, પિત્રિ વગેરેને થોડું થોડું અર્પણ કરીને હું જમું છું, એવો ભાવ લાવવાની જરૂર છે. વળી વૈશ્વદેવ કરવામાં શરીર સંરક્ષણનો હેતુ પણ સમાયો છે, કેમકે અગ્નિમાં ઘી, અન્ન, તથા સુગંધીદાર સમિધ્ વગેરેનાં કાષ્ટ અગ્નિમાં હોમવાથી તે રોજ ઘરની હવાને સ્વચ્છ કરે છે, ને તેથી ઘરનાં માણસ આરોગ્ય રહે છે. શાસ્ત્રમાં કહેલું છે કે ઘરમાં ચૂલો, પાણીઆરૂં, ખાંડણીઓ, ઘંટી તથા સાવરણી એ સ્થાનકોમાં અનેક જીવની હિંસા થાય છે, તે પાપના નિવારણ માટે વૈશ્વદેવ કરવાનો છે. આવી આજ્ઞા માનવાની પણ મતલબ છે કે જો વૈશ્વદેવ કરીને હોમ કરીએ તો ઘરની હવા સ્વચ્છ થાય ને તેથી ચાંચડ, મચ્છર વગેરે જંતુઓ બહુ થતાં નથી, મતલબ વૈશ્વદેવથી હિંસા થવાનું કારણ દૂર થાય છે, ને પાપ કરતા બચીએ છીએ. જે પાંચ સ્થાનકોમાં હિંસા થવાનો સંભવ છે તે પાંચ સ્થાનકો ગૃહસ્થાશ્રમીને અવશ્ય ઉપયોગનાં છે, પણ તેથી થતા પાપના નિવારણ માટે પંચમહાયજ્ઞનો વિધિ બતાવેલો છે, તેમાં પણ પ્રાર્થનાની સાથે અતિથિનું પૂજન, અધ્યયન અને અધ્યાપન, વગેરે જેમાં સ્વાર્થની સાથે પારમાર્થિક હેતુ રહેલો છે તે બતાવેલાં છે. પંચ મહાયજ્ઞ એટલે વૈશ્વદેવ ન કરનાર બ્રાહ્મણને માટે 'વ્યાસ' નીચે પ્રમાણે કહે છે.

**पंचयज्ञस्तुयोमोहान्नकरोतिगृहाश्रमी ।**
**तस्यचायंनचपरोलोकोभवतिधर्मतः ॥**

જે ગૃહસ્થ મોહથી પંચ મહાયજ્ઞ નથી કરતો તેને આ લોકનું અને ધર્મથી મળે એવું પરલોકનું સુખ મળવાનું નથી. વળી ગીતામાં કહ્યુંછે કે.

**यज्ञशिष्टाऽमृतभुजोयान्तिब्रह्मसनातनं ।**
**नार्थलोकोऽस्त्ययज्ञस्यकुतोन्यःकुरुसत्तमः॥**

યજ્ઞ કરતાં વધેલ અન્નને ખાનાર બ્રહ્મ લોકમાં જાય છે. યજ્ઞ નહિ કરનારાને આ લોકનું સુખ નથી તો હે કુરૂમાં ઉત્તમ તેમને પરલોક તો

શી રીતે પ્રાપ્ત થાય?

**શ્રાદ્ધ.**—દેવ તથા પિત્રિના સ્મરણ સાથ તેમની સ્વર્ગમાં શાન્તિ ઈચ્છી કૃતજ્ઞતા બતાવવી એજ આ નૈમિત્તિક કર્મનો હેતુ જણાયછે. અશ્રદ્ધાવાન્ લોકો શંકાઓ કરે છે કે દેવ તથા પિત્રિને એ પિંડદાન ક્યાં પહોંચે છે? ખરેખર તેમને તે પહોંચે છે; છતાં સમાધાની માટે એક વખત એમ કબુલ કરીએ કે તે તેમને પહોંચતાં નથી, તો માત્ર એટલુંજ કહેવાનું કે શ્રાદ્ધમાં થતી બધી વિધિ વડે પોતાનું અંતઃકરણ એકતાર કરી ગુજરેલાં માબાપનું, તેના ગુણનું અને આપણા ઉપર કરેલ અનેક ઉપકારનું સ્મરણ કરવામાં તેમને ગ્લાની અને શરમ શાને માટે આવે છે? એમાં ઢોંગ જેવું કે નિરૂપયોગી શું છે? કાંઇજ નથી. માબાપના ગુણ સંભારવા તથા તેમના આત્માનું કલ્યાણ ઇચ્છવું એ જો આપણી ફરજ સમજતા હોઇએ તો કોઇ પણ પ્રકારે તેમ કરી બતાવવું કે નહિ? "મારા માબાપે મારા ઉપર ઘણા ઉપકાર કર્યા છે માટે હે પરમેશ્વર તું તેનું કલ્યાણ કરજે" આમ મરજીમાં આવે ત્યારે અને તેવા શબ્દોમાં લુખું લુખું બોલવું તે કરતાં શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે મનોમય ઇશ્વરની સાક્ષીએ શુદ્ધ શરીર અને શુદ્ધ અંતઃકરણ વડે ઉપકાર માનવામાં બહુ પ્રીતિ ઉપજે છે. વારૂ, પ્રવૃત્તિ પંથના પૂજકોને વરસમાં એકાદ વખત પણ આટલો અવકાશ મળી શકે નહિ તો ભલે તેઓ લુખું લુખું સ્મરણ કરે. પણ તેમને પૂછવા દો કે તેઓ વ્યવહારિક કામના પ્રસંગ અને સ્વાર્થ વિષયના પ્રસંગ સિવાય તેમનાં સ્મરણનો અને ઉપકાર માનવાનો એવો કોઈ પ્રસંગ કાઢે છે? નહીંજ. ઇશ્વર તેમજ બીજાં ઉપકારી પ્રાણીઓનું શાસ્ત્રોક્ત વિધિ સિવાય અન્ય રીતિએ સ્મરણ થઇ શકવાનુંજ નહિ. ઇશ્વર સ્મરણ માટે રોજ એકાદ કલાકની અને માબાપનાં સ્મરણ માટે વર્ષમાં એકાદ દિવસ જેટલી ફુરસદ પણ ન મળે એ શું શોચનીય વાત નથી? શાસ્ત્રોક્ત વિધિ એ તેમને લાંબી અને કંટાળા ભરેલી જણાય તો તે વિધિ ટુંકી કરો, પણ સ્વધર્મોક્ત વિધિ પ્રમાણે નિમેલે વખતે નિયમસર શ્રાદ્ધ કરવું એજ ફળદાયક છે એમ માનવું જોઈએ.

ગુજરેલાં માબાપ અથવા વડિલો ઉપર શ્રદ્ધા એટલે ભાવ રાખીને જે ક્રિયા કરવી તેને શ્રાદ્ધ કહેછે. અંગ્રેજોમાં એવો ચાલ છે કે પોતાનો રાજા

અથવા સ્નેહી કે કોઈ પરોપકારી માણુસ ગુજરી જાય ત્યારે તેની દલગી-રી જણાવવા સારૂ તથા તેનું કલ્યાણ ચહાવા સારૂં સ્નેહીઓ એકઠા થઇને મરનારના ગુણ સંભારી પરમેશ્વરની પ્રાર્થના કરીને માગે છે કે "આ મ-રનાર અમારા સ્નેહીનું કલ્યાણ કરજે, તેને સ્વર્ગમાં નિવાસ આપજે અને નિરંતર તારી હજુરમાં રાખજે." શ્રાદ્ધની ક્રિયામાં પણ એવાજ શબ્દો ભણુવામાં આવે છે. પ્રથમ પિતાને નમસ્કાર કરતાં કહેવું કે **॥ नमोवः पितरः पितरो नमोवः ॥** "હે મારા પિતા! તમને નમસ્કાર કરૂંછું." પછી પરમેશ્વરની પ્રાર્થના કરીને માગવું કે **॥ एभिःपिंडदानैः अस्मत्पितृणाम् । अक्षय्यातृप्तिरस्तु ॥ काले श्राद्धंभवतु॥ गयायां पिंडदानेनयातृप्तिःसातृप्तिरस्तु ॥ स्वर्गेवासोऽस्तु. ॥** આ પિંડદાન કર-વાથી મારા પૂર્વજોને અક્ષય સંતોષ થજો, અને વળી જ્યારે શ્રાદ્ધકાળ આ-વે ત્યારે શ્રાદ્ધ થજો. ગયા તીર્થમાં પિંડદાન કરવાથી જે સંતોષ થાય તે વો સંતોષ મારા પૂર્વજોને થજો. અને તેમનો સ્વર્ગમાં વાસ થજો.' તે સાંભળીને બ્રાહ્મણ કહે છે કે "**अस्तु.**" એટલે તેમ થાઓ.

પરમેશ્વર આપણું પાલન કરે છે, તે માટે પરમેશ્વરનાં વખાણ કરી તેની સ્તુતિ કરીએ છીએ. તે આપણી સ્તુતિથી પરશ્વરની મોટાઈ વધી જ-તી નથી, તેમ આપણે પ્રાર્થના કરીને માગીએ તોજ પરમેશ્વર આપણું ર-ક્ષણ કરે એમ નથી; તોપણ આપણો ધર્મ છે કે ઉપકાર કરે તેનો ઉપકાર અંતઃકરણથી દેખાડવો ને તેની પ્રાર્થના કરવી. તેજ પ્રમાણે માબાપે ઘ-ણાં ઘણાં દુઃખ વેઠી આપણને પાળી પોષી મોટા કર્યા અને અંતે પોતાની સર્વ મિલ્કતમા આપણને વારસ કર્યા તેથી માબાપના ગુણ સંભારીને તે-નો ઉપકાર ન માનીએ ને પરમેશ્વર પાસે તેનું કલ્યાણ ન માગીએ તો આપણા જેવા કૃતઘ્ની લુણહરામી બીજા કેવા થાય? રોજ શ્રાદ્ધ કરવાનો વિધિ છે તે ન થાય તો અમાંસે અમાંસે, ને તેમ પણ ન બને તો મા-બાપની મરણ તિથિને દિવસ વરસમાં ફક્ત એકવાર અવશ્ય શ્રાદ્ધ કરવા-નું કહ્યું છે. શ્રાદ્ધની ક્રિયામાં દર્ભના ચટ કરીને પિત્રી રૂપે બેસાડવામાં આ-વે છે, ને સાક્ષીભૂતને માટે વિશ્વેદેવાના ચટ મૂકવામાં આવે છે, અને પા-

ણી, યવ, તિલ, ચંદન, પુષ્પ વગેરે સુગંધી પદાર્થો વડે વારંવાર તેની પૂજા કરવામાં આવે છે; તથા નૈવેદ્ય, ધુપ, દીપ; કરવામાં આવે છે. આ બધું કરવાનો હેતુ એવો જણાય છે કે એ પ્રમાણે વિધિ કરવાથી કરનારનું મન તેમાં તલ્લીન થઇ જાય છે અને અંતઃકરણથી શ્રદ્ધા બેસે છે. આ વાતના ખરાપણાનો અનુભવ જેઓ વિધિસર સમજી સમજીને શ્રાદ્ધ કરતા હોય તેમનેજ આવે.

દરેક ક્રિયામાં જુદી જુદી સામગ્રી અને વિધિ એ ચિત્તને સ્થિર કરવાનું તથા શ્રદ્ધા બેસારવાનું સાધન છે. દોરડાંપર ચડેલા નટનું ચિત્ત ઢોલ શરણાઈના શોરથી બરાબર ચપળ થાય છે; લડાઈનાં વાજાંથી લડવૈયાઓને શૂરાતન ચડે છે, તેજ પ્રમાણે દેવળમાંના ઘંટનાદ અને આરતીની ધુનથી દરશન કરનાર ભક્તનું શરીર ભક્તિભાવમાં રોમાંચિત થાયછે. માટે પ્રસંગ પ્રસંગની સામગ્રી પણ યોગ્યજ છે, એમ સમજાય છે.

એવું કહેલું છે કે મરનારની પછવાડે તેના પુત્રાદિક શ્રાદ્ધ કરીને જે અન્ન પાનાદિક ઉત્તમ બ્રાહ્મણોને આમંત્રણ કરી આપે છે, તે અન્નપાનાદિકથી શ્રાદ્ધના અધ્યક્ષ દેવતાઓ—વસુ, રૂદ્ર અને આદિત્ય-તૃપ્ત થઇ મરનાર પિતૃને તૃપ્ત કરે છે. પતિએ આપેલા પદાર્થો વડે ગાર્ભિણી સ્ત્રી પોતે તૃપ્ત થઈ ગર્ભનું પોષણ થાયછે, અને તૃપ્ત કરનાર પતિને પુત્ર રૂપી ફળ મળે છે, તેમ શ્રાદ્ધ કરનારને વંશવૃદ્ધિ, ધન, સ્વર્ગ ઈત્યાદિ સારૂં ફળ મળે છે. હવે આર્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે માણસ મરી ગયા પછી તે આ લોકમાં અથવા અન્ય લોકમાં જરાયુજ, ઉદ્ભિજ, સ્વેદજ અને અંડજ એ ચાર પ્રકારમાંથી ગમે તે જાતનું શરીર ધારણ કરે છે, ત્યાં પુત્રે આપેલા પદાર્થો તેને કયી રીતે પહોચી શકે! વ્યવહારિક રીતિએ જોતાં આ શંકા ખરી છે કે તેમ ન પહોંચવું જોઇએ. મરનાર તો તરતજ માણસ, પશુ, કે પક્ષી વગેરે હરકોઇ યોનીમાં તેનાં કર્મ પ્રમાણે અન્ય શરીર ધારણ કરે છે, તેને ત્યાં શ્રાદ્ધમાં આપેલી વસ્તુઓ પહોંચી શકેજ નહિ. પણ પારમાર્થિક રીતે વિચાર કરતાં એમ સમજાય છે કે જો પુત્ર શ્રદ્ધા સહિત એમ માને કે મારા પિતા તૃપ્ત થશે તો તેના ભાવની દ્રઢતાથી એમજ થાય; એટલે તેના જે પિતા હતા તેજ તૃપ્ત થાય છે એમ તો નહિ, પણ તેવા ને તેવાજ ભાવના રૂપે જણાય, એટલે જેવી ભાવના તેવો ભાસ થાય અ-

ને ફળ મળે એટલોજ આશય છે; તેથી શ્રાદ્ધ કરવાની રીતિ ઘણી સારી છે, મનને શુદ્ધ અને પ્રીતિવાળું કરે છે, અને પિતૃના થએલા ઉપકારનું ઋણ ઉતારી પુત્રને તેનો પાઠ માની પ્રાર્થના કરવાનો શ્રાદ્ધ ક્રિયા એ સારો પ્રસંગ છે.

---

## પ્રકરણ ૩ જું.

---

### આચાર વિચાર.

॥ आचारःप्रथमोधर्मोधर्मस्यप्रभुरच्युतः ॥

સત્પુરૂષો સ્વધર્મોક્ત રીતિ પ્રમાણે જે ધર્મ કર્મ પાળતા આવે છે, તેને આચાર કહે છે. દેવકર્મ, પિતૃકર્મ, શૌચાશૌચ, ભક્ષાભક્ષ, પ્રાયશ્ચિત વગેરેનો આચાર વિચારમાં સમાવેશ થાય છે, એટલે એ બધી ક્રિયાઓમાં આચાર પાળવા કહ્યું છે. આચાર વિષયના પેટા ભેદમાં દેશાચાર એટલે દેશ પરત્વે, જ્ઞાત્યાચાર એટલે જ્ઞાતિ પરત્વે, અને કુળાચાર એટલે કુળ પરત્વે પાળવાની રીતિનો સમાવેશ થાયછે, આ બધી રીતિઓને રૂઢી એવું નામ પણ અપાય છે. હાલની બધી ચાલતી રૂઢીઓ વેદની આજ્ઞા પ્રમાણેજ હોય એમ જણાતું નથી. વર્ણ વ્યવસ્થા તૂટવાથી ઘણો ફેરફાર થયો છે, તેથી બધી ચાલતી રૂઢીએ સારી છે એમ કહી શકાતું નથી, એટલુંજ નહિ પણ ઘણી રૂઢીયો વિનાશનું મૂળ થઇ પડી છે. સર્વ ધર્મના લોકોને પોતપોતાના આચારનું પ્રથક પ્રથક ધોરણ બાંધેલું હોય છે. કર્મક્રિયા કરવામાં તથા તે કરવાને પાત્ર થવામાં શાસ્ત્રની તથા લૌકિક મર્યાદા રૂપ નીતિ રીતિ પરંપરાથી પળાતી આવી છે. આર્ય લોકોએ આચારને પ્રથમ ધર્મ અને પરમ ધર્મ ગણ્યો છે, તેમાં કાંઇક ગંભીર અર્થ રહેલો છે. આચાર એટલે મર્યાદાવાળી વર્તણુંક અથવા સારાસાર વિચાર અને તદનુસાર વ્યવહાર—જે ઉત્તમ રીતિ નીતિએ વર્તવાથી બ્રહ્મત્વ પ્રાપ્ત થાય અથવા બ્રાહ્મણ એવું નામ ધારણ કરવાને પાત્ર થવું તેને બ્રાહ્મણનો આચાર કહે છે, અને તેથી ઉલટી રીતે ચાલવું તે દુરાચાર અથવા અનીતિ કહેવાયછે.

દેશ, જ્ઞાતિ અને કુળ પરત્વે અનેક આચાર વિધિના વિવેચનની જગા નથી, તેથી આચાર એટલે શૌચાશૌચ અને ચોખ્ખાઇ નિમિત્તે જે ક્રિયાઓ પાળવામાં આવે છે, અને જેને હાલના જુવાનીઆઓ ધર્મના બંધન રૂપે ન ગણતાં સ્વેચ્છાચાર ગણે છે, તે વિષે થોડું લખ્યું છે. પ્રતિદિન નહાવું, દેવનું પૂજન નૈવેદ્ય ધરીને જમવું, અબોટ (ધોએલાં) વસ્ત્ર પહેરવાં, નાહ્યા પછી જમવું એટલે જમતી વખત નહાવું અને નવેણમાં રાખેલાં વસ્ત્ર અગર હીરનાં, ઉનનાં, કે શણના વસ્ત્ર કામમાં લેવાં, સૂતક પાળવું, ખાવામાં અમુક વસ્તુ ગ્રાહ્ય ને અમુક અગ્રાહ્ય, રજસ્વલા સ્ત્રીએ કશાનો સ્પર્શ ન કરતાં દૂર રહેવું વગેરે આચાર વેદ ધર્મના લોકનો છે. આ બધાંને ધર્મનાં બંધન રૂપ ન ગણતાં અવશ્યનાં ને ઉપયોગનાં છે તે આચરવાં એમ ધારીએ તો તે પ્રમાણે ધર્મનાં બંધન રૂપ થયા સિવાય પળાશે નહિ. નહાવું તે સ્વચ્છતાને માટે છે, તેથી સમજુ માણસો પોતાના શરીરના રક્ષણ માટે નહાય. પણ વળી નિયમસર નહિજ, કેમકે વચમાં બીજો વ્યવહાર નડવાથી નિશ્ચય તૂટી જાય છે; પણ સવારમાં ઉઠી સ્નાન સંધ્યા કરી પછી ધંધો હાથમાં લેવો એ બ્રાહ્મણનો ધર્મ છે. એમ જેઓ ધર્મનું બંધન સમજી વર્ત્તે છે, તેઓ કદી પણ નિયમ ચૂકે નહિ. કેમકે તેઓએ સ્નાન સંધ્યાનો વખત નિમેલો હોય છે તે વખત ચૂકાય ને કહેલી ક્રિયા ન થાય તો પ્રાયશ્ચિત લાગે. જો સ્નાન કરવું તે શરીરના રક્ષણ માટે છે ને ફાયદો કરતા છે તો તે વિષે માણસોને નિયમમાં રાખવા માટે ધર્મનો પ્રતિબંધ કર્યો છે તે ઠીક છે એમ કારણસર કબુલ કરવું પડે છે. નવેણની બાબતમાં જુદા જુદા દેશની ને નાતની જુદી જુદી રીત ચાલે છે. કાઠીયાવાડના ઉંચી પંક્તિના બ્રાહ્મણો જમે તેટલી વખત નહાય છે, ને કોરે રાખેલું તથા કશાનો સ્પર્શ થયા વિનાનું વસ્ત્ર કે અબોટીઉં પહેરે છે. દક્ષણી બ્રાહ્મણો ઘરની બહાર ગયા હોય, નીચ વર્ણના લોકોનો સ્પર્શ થયો હોય કે એવા બીજા કોઇ અશુદ્ધ થવાના કારણથીજ નહાય છે, નહિ તો બીજી વખત નહાવાનો તેમનામાં રીવાજ નથી. તોપણ હાથ પગ ધોઇ અબોટવસ્ત્ર પહેરીનેજ સંધ્યા કરે છે તથા જમે છે. તેમ વળી બીજે બીજી રીત ચાલતી હશે. પણ નહાવાથી મળ શુદ્ધિ થઇ શરીર હલકું અને સ્વસ્થ થાય છે, તો દિવસ રાત્રી મળી બે કે ત્રણ વખત નહાવું તેને ઘેલછા

માનવી તે ભૂલ છે, એમ સમજાય છે, અને તેથી કાઠીયાવાડના ઉંચ વ-ર્ણના બ્રાહ્મણોમાં જમતી વખત નહાવાની જે રીત ચાલે છે તે ઉત્તમ છે. એથી ઉલટું બહાર રખડી આવી ગામડીઆ ગંદુ લોકોની પેઠે લૂગડાં ફે-રે મૂક્યાં ન મૂક્યાં અને ભાણાપર ઝૂકી જવું એ જંગલીપણું છે. અંગ્રેજ લોકો પણ જમવા વખતનાં લૂગડાં જુદાં રાખે છે; ત્યારે આપણ આર્ય લો-કોએ આવી ઉત્તમ રીત મૂકીને અનાર્ય રીત રાખવી એ કેવું શરમ જેવું છે! હરકોઇ વાતનો પ્રતિબંધ બાંધ્યા વિના તેની મર્યાદા કે છીટ રહી શ-કતી નથી. લોટમાં પાણી પડવાથી તેને એઠવાડ ન ઠરાવેલ હોત તો નીચ વર્ણની બાઈડીઓની પેઠે બ્રાહ્મણ જેવી ઉત્તમ વર્ણની બાઈડીઓને પણ લો-ટ અને પાણીથી ખરડાએલા ગંદા હાથે લોટની માટલીમાંથી લોટ લેવાનું મન થાત અને જે વસ્ત્ર પહેરીને અશુદ્ધ અને ગંદાં કામ કર્યા હશે તેજ વસ્ત્ર પહેરીને રસોઇમાં કે પૂજામાં બેસવાની છીટ કે વિચાર ન રહેત એક છૂટ મળવાથી બીજી છૂટ લેવાનું માણસ જાતને સ્વાભાવિક વલણજ હોય-છે, તે પ્રમાણે ક્રમે ક્રમે આચાર વિચારમાં ઉતરવાથી સુઘડ બ્રાહ્મણ અને મલિન આચારના ગામડીયા લોકોમાં કાંઇ તફાવત રહે નહિ; અને શરીર સંરક્ષણના નિયમોનો ભંગ થઇ દુનિયાના લોકો સુઘડ થવાને બદલે ગંદા થાય. એજ પ્રમાણે સૂતકનો સુરસ્તો પણ લોકોને સુઘડ રહેવાનું શીખવેછે. ગોત્રના મનુષ્યનું તેમજ ગુરૂ મિત્ર કે બીજા પોતાના સ્નેહીનું સૂતક પાળ-વા શાસ્ત્રમાં ફરમાવેલું છે, તેનું કારણ એવું પણ કલ્પવામાં આવે છે કે મરનારના પછવાડે સૂતકી જીવે પોતાનું મન સ્નેહમાંથી (સંસારમાંથી) ખસેડવું અને મોજ શોખ તરફ ઉદાસીન રહી સર્વ નાશવંત છે એ વિચા-રી ઇશ્વર સ્મરણ કરવું કે જેમ તે સંબંધીનો નાશ થયો તેમજ પોતાનો નાશ થવાનો છે, માટે અવિનાશી તો એક ઇશ્વરજ છે, તેથી તેનાપર પ્રી-તિ રાખવી એજ ખરી પ્રીતિ છે. માટે તે દિવસોમાં સંસારના કામથી વિરક્ત રહી ઈશ્વર સ્મરણ કરવું. બીજી કલ્પના એમ પણ થાય છે કે મ-રનારના સંબંધ પ્રમાણે માણસો શોગ પાળે છે, એટલે શોક (દલગારી) ધારણ કરી નિર્માલ્ય વસ્ત્ર પહેરેછે, કેટલાક દિવસ સુધી માથાના વાળ વ-ધવા દેછે ને મૂછો સહીત તેનો ત્યાગ કરેછે, મિષ્ટાન્નનો ત્યાગ કરી લુખું માખું અન્ન લેછે; વગેરે દેહ દમનની ક્રિયાઓ વડે વિરાગવાન થાયછે. મૂછ

મુંડાવવી એ તેમાં માની લીધેલી શોભા દૂર કરી ગર્વ મૂક્યો અથવા નમ્રતા પકડી એમ બતાવવું છે. સૂતકીનો જીવ શોક ગ્રસ્ત, મલીન અને અપવિત્ર હોવાથી દેવ પિતરનાં પવિત્ર કર્મ કરવાથી તેને દૂર રહેવાનું કહ્યું છે. શરીરની શોભા એ સંસારનો સ્નેહ એટલે આસક્તિ વધારનારૂં સાધન છે, અને સંસારમાં આસક્ત માણસનું વિરાગહીન મન નિવૃત્તિ પામી શકતું નથી. પણ ઘણા સુધારાવાળા અને અંગ્રેજી ભણેલા ઘણા જુવાનો અને જુના પણ મૂંછો મુંડાવવામાં મુંઝાય છે કે રખેને તેઓની લાંબી વાંકડી મૂંછો જવાથી તેમના મુખની શોભા ઓછી થશે. તેટલા માટે કેટલાકને તો પોતાના વડિલ પૂજ્ય માબાપના મરણના સમાચારથી જેટલો ખેદ થાયછે તેના કરતાં મૂછો મુંડાવવાની ફિકરમાં પડવાથી વધારે ખેદ થતો જણાયછે.

**રજો દર્શન.**—રજો દર્શનના દિવસોમાં રજસ્વલા સ્ત્રીએ દૂર રહેવાની રીત વૈદકશાસ્ત્રને પુષ્ટિ આપેછે. રજસ્વલા સ્ત્રીને અડવામાં શું અભડાઈ જવાયછે, એમ માની તેનો સ્પર્શ કરવાથી અને તેની સાથે વ્યવહાર કરવાથી સ્ત્રી પુરૂષને એ દિવસોમાં પણ સમાગમ થવાનો સંભવછે અને તેમ થાય તો મોટો અનર્થ થાય એવું વૈદકશાસ્ત્ર કહેછે. રજો દર્શનના ચાર દિવસ ઠરાવ્યાછે, તે પહેલાં રજસ્વલા સ્ત્રીને અડકવું નહિ ને કદિ તેનો સ્પર્શ માત્ર પણ થઈ જાય તો અભડાઈએ ને નહાવું પડે, એ ધર્મ માન્યો છે, ને તેમ માનીએ તોજ આ સખ્ત ધારો અથવા પરહેજી પળી શકે એમ છે. આ કળીયુગમાં એકે વાત ધર્મના બંધન વિના પળી શકવાની નથી, કેમકે લોકો સારાસાર કે હિતાહિતનો વિવેક ભરેલો વિચાર કરવાની ટેવ કે શક્તિ ખોઈ બેઠા છે. પારસી લોકોની સ્ત્રીઓ આપણી હિંદુ સ્ત્રીઓ કરતાં પણ બહુ સરસ અને સખ્ત રીતે તે રીત પાળેછે. આપણામાં ચાર દિવસ પાળવાનો રિવાજ છે ને તે લોકોમાં રજો દર્શન થાય ત્યાં સુધી સ્ત્રીએ દૂર રહેવું એવો નિયમ છે. અંગ્રેજ લોકો પણ એ વખતમાં સ્ત્રીને દૂર રાખેછે; આટલું છતાં સુધારાના કેટલાક ખાં સાહેબો સુધારાની ટોચે એટલા બધા ચઢી ગયાછે કે તેઓ રજસ્વલા સ્ત્રીનો સ્પર્શ કરવામાં કાંઇ બાધ જોતા નથી કેમકે તેનો સ્પર્શ કરવાથી આપણને શું ચોંટી બેસેછે, એમ બોલેછે. ધુળ પડી આવા ભ્રષ્ટ વિચારના જુવાનોની કેળવણીમાં અને તેમણે ગ્રહણ કરેલા વિચારોમાં !!!

**ગ્રહણ.**—તેવીજ રીતે ગૃહણને દિવસ સૂતક પાળવાની રીત નીકળી છે, તે પણ સકારણછે. સૂર્ય તેજસ્વીછે, અને પૃથ્વી તથા ચંદ્ર નિસ્તેજ છે, તેનાપર સૂર્યનો પ્રકાશ પડવાથી પ્રકાશિત થાયછે. તેથી જ્યારે પૃથ્વી તથા સૂર્યની વચ્ચે ચંદ્ર આવેછે ત્યારે સૂર્યનું અજવાળું પૃથ્વીપર આવતાં ચંદ્ર વચમાં પડવાથી રોકાયછે. તેથી સૂર્ય ગ્રહણ થાયછે. તેજ પ્રમાણે ચંદ્ર તથા સૂર્યની વચ્ચે પૃથ્વી આવેછે ત્યારે ચંદ્ર ગ્રહણ થાયછે; એ વાત તો સિદ્ધ થએલીછે. પણ ત્યારે તે દિવસોમાં સૂતક પાળવું, લૂગડાં ધોવાં તથા ઘર સ્વચ્છ કરવાનું પ્રયોજન શું હશે એવો સવાલ ઉત્પન્ન થાયછે. આ બાબતમાં આ પ્રમાણે અનુમાન થઈ શકેછે. જે વાત વિદ્વાન વર્ગની નજરે કદાપિ ક્ષુલ્લક જણાશે, પણ ગ્રહણને સૂતક તરીકે પાળવું એ રીત ઘણે દરજ્જે ફાયદા કારક, આળસુનું આળસ ઉડાડેછે, ને મલીનને નિર્મળ કરેછે; અને ભલે સુધારો તે રીતને વહેમ કે ગમે તેમ કહે, પણ મનુષ્યનો મોટો ભાગ અજ્ઞાન હોયછે, તેઓ સ્વચ્છતાના બારીક નિયમો તથા તેના ફાયદા સમજી શકતા નથી, તો સ્વચ્છ રહે પણ ક્યાંથી? ત્યારે આ અજ્ઞાન વર્ગ ઉપર સ્વચ્છતાના જે નિયમો પળાવવા સુધારો અને કેળવણી ઘણા શ્રમ વિના ભાગ્યેજ શક્તિવાન્ થઈ શકે, તે નિયમો ગ્રહણનો પ્રસંગ વગર શ્રમે હર હમેશ પળાવે જાય, તો પછી ગ્રહણ પાળવાની રીત કેટલું મહત્વ ધરાવેછે, ને મંડળ સમૂહને પરિણામે કેટલી ફાયદા કારકછે, તે સ્પષ્ટ સમજાયછે, અને ખરી વાત એમ છે, તો "ગ્રહણ પાળવું" એ આપણા બુદ્ધિશાળી અને દીર્ઘ દ્રષ્ટિવાળા વિદ્વાન ઋષિઓનું આજ્ઞા વચન શામાટે ન પાળવું? અને શાવાસ્તે તેને શાસ્ત્રનું લાભકારક ફરમાન ન ગણવું?

દિવસ તો બધા સરખા છે, પણ કારણ સહીત અમુક તિથિને દિવસે અમુક કાર્ય કરવું એવી આજ્ઞા શાસ્ત્રકારો આપી ગયાછે. ક્ષયા તિથિ એટલે અમાવાસ્યાને દિવસે શ્રાદ્ધ કરવાનું કહ્યુંછે, દિવાળીની રાત્રે દિવા કરવાનું અને અગીયારસને દહાડે ઉપવાસ કરીને ઇશ્વરનું ભજન કરવાનું તથા કથા શ્રવણ કરવાનું કહ્યુંછે. એમ વર્ષમાં કેટલાક દિવસો અમુક અમુક ક્રિયા કરવાના ઠરાવ્યાછે, જેથી રોજનો કંટાળો દૂર થઇ માણસો નવાં કાર્ય કરવા જાગૃત થાયછે, ને આનંદી ઉમંગી દેખાયછે. માટે ગ્રહણની બાબતમાં પણ ડાહ્યા ઋષિઓએ વિચાર કર્યો હશે કે વરસમાં એકવાર કે બેવા-

ર રસોડું ઉંચે નીચેથી બધું લીંપી સાફ કરવાનો અને પાઘડી લૂગડાં ધોવાનો એક દિવસ ઠરાવ્યો હોય તો ઠીક—પછી ગ્રહણનો દિવસ નવાઇ જેવો જાણી તે દિવસે બધી સ્વચ્છતા કરવાનું ઠરાવ્યું; તથા ગ્રહણ રહે એટલીવાર સૌએ ઈશ્વરનું ભજન કરવું તથા દાન આપવું એમ ઠરાવ્યું. આ ઠરાવ ઘણા ડહાપણથી કરેલો જણાય છે. કુતર્કી માણસો આ વિષે પણ સવાલ કરશે કે ગ્રહણને દિવસ જરૂરના કામમાં રોકાયાથી કદિ બીજે દિવસ સ્વચ્છતા કરીએ તો શું ખોટું? ઘણું ખોટું. જે કામ જે દિવસને માટે મુકરર કરેલું હોય તે કામ તેજ દિવસે ન થાય તો વ્યવહારમાં મોટી અડચણ આવે તે નીચેની વાતપરથી સમજાશે.

દેનેશ્વર તથા સોમેશ્વર નામના બે બ્રાહ્મણો પરદેશ માલ ખરીદવા ગયા હતા તે જ્યારે પોતાને ગામ માલનાં ગાડાં ભરીને લાવ્યા અને દરવાજે આવ્યા ત્યારે દરવાને કહ્યું કે શેહેર સુધારા માટે ગાડા દીઠ રૂ. ૧ લેવાનો દરબારનો દસ્તુર છે, તે આપીને ગાડાં ગામમાં લઈ જાઓ. તેમાંના એકે તો રૂપીઓ આપવા કબુલ કર્યું. પણ બીજાએ કહ્યું કે ગામમાં ગયા પછી હું રૂ. ૧ ને બદલે રૂ. ૨ મ્યુનિસિપાલ ખાતામાં ભરી આવીશ, તો પછી હમણાંજ આપવો એવી વહેમની વાત શામાટે કરવી જોઇએ છીએ. આમ કહીને ગાડાં ગામમાં લેવા માંડયાં, એટલે દરવાને પોલીસને બોલાવીને ગાડીવાનને કલેકટર સાહેબની કચેરીમાં લઇ ગયા. ત્યાં પણ ગાડીવાને એજ દલીલ કરી કે સુધારા ખાતાના ખર્ચ માટે રૂ. ૧ લોછો એજ મતલબ કે, બીજી? તો કાલ કે પરમ દહાડે એકના બે રૂપીઆ આપી જઈશ. કલેકટર સાહેબે કહ્યું કે તું પરમ દહાડે પાંચ રૂપીઆ આપી જાય, પણ દરવાજે દાણ ચૂકવવાનો ધારો તૂટી જાય. ને પછી એવી છૂટ આપીએ તો બધા લોકો કાંઇ એની મેળે આવીને દાણ ભરી જાય નહિ, તેને માટે વળી ઉઘરાણી કરવા માટે જુદાં માણસો રાખવાં જોઇએ જેથી ખર્ચ, વખત એ બન્નેનું નુકશાન થાય. માટે તેં અમારો ધારો તોડયો. એમ કહીને તેના રૂપીઆ ૨૫ દંડ કર્યો. તેજ પ્રમાણે દરેક કામકાજ અને ક્રિયાને માટે એક દિવસ નક્કી મુકરર ન કર્યો હોય તો બધા લોકો નિયમસર પાળે નહિ, ને તેથી આળસુ લોકો સદા ગંદા રહેવાથી રોગની ઉત્પતિ થાય. માટે રસોડું, લૂગડાં વગેરે સાફ કરવાને ગ્રહણનો દિવસ નક્કી કર્યો છે; માટે તે દિવસે

કોઈ તે પ્રમાણે ન પાળે તો પેલા ગાડીવાને સરકારનો કાયદો તોડયો ને તેનો દંડ થયો તે પ્રમાણે તે પણ આપણા ધર્મશાસ્ત્રની આજ્ઞા તોડવા બાબતનો ગુન્હેગાર થાય છે ને તે પણ શિક્ષાને પાત્ર થાય છે.

વળી કોઇ બહાને પરમેશ્વરનું ભજન કરવું તથા દાન આપવું, એ ચાલ પણ ઘણો સ્તુત્ય છે એવું કોઇથી પણ ના કહેવાશે નહી. આ ગ્રહણની ક્રિયા બીજા શુદ્ર, પારસી કે મુસલમાન લોકો નથી પાળતા તો તેના ઉપર દ્વેષ રાખવો નહિ, પણ આપણે તો તે ચાલ સારો જાણી પાળવા ચુકવું નહિ. હિંદુઓની દીવાળીનો તહેવાર સારો જાણીને મુસલમાન, પારસી વગેરે લોકો પણ દીવાળીના દીવા કરે છે, તેમજ ગ્રહણ નિમિત્ત રસોડું વગેરે સાફ કરવાનો તથા ભજન અને દાન કરવાનો ચાલ પાડે તો ઘણું સારૂં. પછી ગ્રહણને માટે પુરાણમાં ક્રિયાપર રૂચી ઉપજાવવાને વાસ્તે ગમે તેવી કથા હોય; એવી કથા દરેક દેશનાં ધર્મ પુસ્તકોમાં હોય છે, તે પરથી તે વાતને હસી કાઢી વહેમમાં ગણવી ન જોઇએ; પણ તેનો હેતુ વિચારવો જોઈએ.

ગ્રહણને ન પાળનારા હિંદુ લોકો એવું સમજતા હશે કે જ્યારે ગ્રહણ પાળવાનો હેતુ સાફસુફ રહેવાનો છે, તો સાફસુફ કેમ રહેવું તે અમે સમજીએ છીએ ને સાફ રહીએ છીએ; આ બોલવું સહેલું છે, પણ નિયમ પ્રમાણે વર્તવું કઠણ છે. શરીર સાચવવાને માટે પોતે સાફ રહેવું તથા લૂગડાં તથા ઘર સાફ ચોખ્ખાં રાખવાં એવું સમજનારા અને ચોખ્ખાઇની વ્યાખ્યા કરનારા તો ઘણા હશે પણ તે પ્રમાણે વર્તનારા, હું સમજું છું, ઘણા થોડા હશે. હાલની પ્રજાના ત્રણ વર્ગ પાડીએ તો ઉત્તમ વર્ગના લોકો સમજીને સાફસુફ રહેતા હશે, પણ તે સંખ્યા ઘણી થોડી છે; બીજો મધ્યમ વર્ગ તે તો કેવળ લે ભાગુ ભૂરજ છે. તેઓ પહેલા વર્ગના લોકોની રીતને પ્રમાણ ગણી તેમની નકલ કરવા જાય છે, પણ કાંઈક અજ્ઞાનતા અર્ધદગ્ધપણું, અને બીજું જોઇતાં સાધનો (દ્રવ્યાદિ)નો અભાવ તેને લીધે જો કે ઉપરથી તો કસ્બીદાર લૂગડાં શરીરપર દેખીએ પણ તેઓની અંદરની સ્થિતિ ઘણી બગડેલી માલમ પડશે. તેઓના રસોડામાં જતાં કંટાળો ઉપજે. ચૂલામાંની રાખ ભાગ્યેજ વરસમાં એકાદ વખત તરછટ દૂર કરવામાં આવતી હોય. ચૂલાની આગમણ ગાયની ગમાણ જેવી અને રસોડું ભેંસની કોડ જેવું લાગશે. ભીંતો કાળી અને તે ઉપર તથા છાપરાંમાં બાવાંના ઘર ભરેલા

દેખો, આ બધું શાથી? આપણે નિયમિતપણે વર્તતા શીખ્યા નથી, ને શાસ્ત્રો નિયમિતપણે વર્તવાનું શીખવે છે, તેનો અનાદર કરીએ છીએ તેથી. પણ ત્રીજો વર્ગ કનિષ્ઠ સ્થિતિમાં ગણીએ તે ઉપરથી સાદા માલમ પડે પણ ગ્રહણ સૂતક ને ભાવપૂર્વક માનનારા હોવાથી તેમણે પોતાનાં રસોડાં અને ઘર વરસમાં ઘણી વખત સાફ કરવાના પ્રસંગ આવે છે. અને તેથી સ્વચ્છતાના નિયમોથી અજ્ઞાન છતાં પણ મધ્યમ વર્ગના કરતાં વધારે નિયમિતપણે અને સ્વચ્છ રહેવાને શક્તિમાન થાય છે. માટે વિદ્વાન અને ઉત્તમ વર્ગના લોકોએ પોતે પારંગત થયા હોય તોપણ શાસ્ત્રની આજ્ઞાઓનો અનાદર નહિ કરતાં પ્રજાને પાળી બતાવવી જોઇએ કે તેથી હિંદુ લોકો આચાર વિચારમાં ને નિયમિતપણામાં ઉતરતા જાય છે તેમ ઉતરે નહિ. તાજુબીની વાત નથી કે મ્યુનિસિપાલિટિ (સુધારા ખાતું) માથું પીટીને મરે તોપણ ન થાય તેવું કાર્ય ગ્રહણનો નિમિત્ત–તેમાં માનેલો ધર્મ—એક દિવસમાં વગર શ્રમે, વગર પૈસે, અને વગર હુકમ કર્યે નિરંતર કર્યે જાય છે. અને એ લોકો આવા નિમિત્તે પોતાના ઘરનું. ગ્રહણ—ગંદવાડ કાઢી પોતાના શરીર, વસ્ત્ર અને ઘર સાફ કરી બીજા આવતા ગ્રહણ સુધી નિરાંત કરી બેસેછે.

**પ્રાયશ્ચિત.**—દરેક ધર્મમાં અયોગ્ય અથવા પાપ ભરેલા કામને માટે અમુક રીતે પસ્તાવો બતાવવાની શિક્ષા ઠરાવી હોય છે, તેમ આર્ય ધર્મશાસ્ત્રમાં 'પ્રાયશ્ચિત' એ પણ કરેલાં પાપના પસ્તાવાની નિશાની છે. માણુસ હમેશાં પોતાના પાપને માટે અંતરમાં તો પસ્તાય છે, પણ તે પસ્તાવો લોકોના મોં આગળ કહી બતાવી એમ દેખાડવું કે બીજાને પણ આવાં પાપને માટે આવી રીતે પસ્તાવો કરવો પડશે તથા તેના જાત ભાઇઓ પાસે દીનતા બતાવવી પડશે. આવી રીતે પસ્તાવો કહી બતાવવો કે કરી બતાવવાની શાસ્ત્રોક્ત ક્રિયાને **'પ્રાયશ્ચિત'** કહે છે. પ્રાયશ્ચિત એ કરેલાં પાપની કબુલાત છે, કે મેં તે પાપ કર્યું છે, ને તેનો મન પસ્તાવો થાય છે. તેનો પસ્તાવો ખરો છે કે ખોટો તેની લોકો વિદ્વાન માણુસો મારફત પરીક્ષા લે છે, અને તેટલાજ માટે શરીરની શુદ્ધિના નિમિતે ગાયનું મુત્ર તથા છાણ શરીરે ચોપડવા આપે છે, અને પાપી માણુસ લોકોના દેખતાં તેમ કરે છે, અને પોતાનું અભિમાન મૂકી દઈ જ્ઞાની ગુરૂઓને શ-

રણે આવે છે. આથી લોકોને આવાં પાપ કરવાથી દૂર રહેવાની સૂચના મળે છે કે જો પાપ કરશું તો લોકોનો તિરસ્કાર મળશે ને મૂત્ર છાણ ઇત્યાદિ પદાર્થો વડે સંસ્કાર સહન કરવા પડશે ત્યારેજ લોકો પાછો તેનો સ્વીકાર કરશે. માટે પ્રાયશ્ચિત એ વેદોક્ત શિક્ષા છે. કેટલાંક પાપનું પ્રાયશ્ચિતવડે આંહીંજ નિવારણ ઠરાવ્યું છે ને કેટલાંક પાપને માટે જન્માંતરમાં શિક્ષા ભોગવવી પડે છે, જે વાતની વિદ્વાન લોકોએ માણસોને સમજાવવાને અનેક આખ્યાનો અને હૃદયને ભેદે એવી સાદ્રષ્ય વાતો વડે પ્રતીતિ કરાવી છે, તેવી વાતો ખરી માની તે પ્રમાણે વર્ત્તનારની તેવીજ ગતિ થશે એમ માનવું એજ કર્ત્તવ્ય છે, છતાં કલ્પિત છે માટે તેનો અનાદર કરવો તેના કરતાં તે ખરીજ છે એમ માની તેમાંથી શિખામણ લેવામાં શું ખોટું છે તે સમજાતું નથી. તોપણ સુધારાવાળાઓ તેવી વાતોને વહેમમાં ગણે છે.

**વહેમ.**—જે જે વ્રત્ત અને આચરણ કરવાનાં કહ્યાં છે, તે બધાં બધા લોકોને માટે એક સરખી રીતે પાળવા માનવા કહ્યું છે, એમ પણ નથી. જુદા જુદા માણસોની જુદી જુદી વૃતિ અને પ્રકૃતિને અનુસરીને ડાહ્યા માણસોએ જુદા જુદા નિયમો બતાવ્યા છે. એક માણસની પ્રકૃતિને બંધ બેસતો એક નિયમ વૈદે અથવા ડાહ્યા માણસે બતાવ્યો, તે નિયમ બંધાએ પાળવાનું કાંઇ ફળ નથી પણ વખતે ઉલટું નુકશાન થાય છે, છતાં હાલમાંતો એક માણસ ખરૂં યા ખોટું આચરે તે બધા લોકો લઇ પડેછે ને ગાડરનાં ટોળાંની માફક દોરાય છે. વળી એમ પણ અનુમાન થાય છે કે જે ક્રિયા અથવા રીત એક સ્થળે પાળવા માનવામાં આવે છે તેજ ક્રિયા અથવા રીત ત્યાંથી થોડે છેટે વસનારા લોકોના જાણવામાં પણ ન હોય. જો આ બધી ક્રિયા બધા લોકોના હિતની હોય તો બધે ઠેકાણે બધી રીત કાં પળાતી મનાતી ન હોય? આ ઉપરથી પણ જણાય છે કે અનેક તરેહના વ્રતો અને રીતિઓ બધાં માણસોને વાસ્તે નથી. વૈદે એક માણસને તેની પ્રકૃતિ જોઇ કહ્યું કે દહીં ખાવું નહીં, ખાવાથી નુકશાન છે. તે સાંભળી બીજા પણ તેજ વાતને પકડી રાખે તો તે ભૂલ છે. બધાને તે માફક ન આવે એમ નથી. એક ગર્ભવતી સ્ત્રીના પ્રસવ કાળની વેદના જોઇને બીજી ગર્ભવતી સ્ત્રી ગભરાણી જે મને પણ આ દુઃખ વેઠવું પડશે એવી ફિકરમાં વ્યગ્રચિત વાળી બની ગઇ, તે ઉપરથી એમ નિયમ કરી દીધો જે સુવાવડી સ્ત્રી

પાસે ગર્ભિણી સ્ત્રીએ જવું નહિ ને મોઢું દેખાડવું નહિ. જો કે હેતુ સારો છે, પણ તેમાં વહેમનું બીજું કારણ નથી. એક ઠેકાણાના લોકોમાં એવો રીવાજ છે કે ઘરની આગળ એટલે ચાલતી ડેલી ઉપર મેડી એટલે ભોં બંધાય નહિ. આવો વહેમ કાંઇક આકસ્મિત બનાવને લીધે ચાલતો થયો હશે પણ બીજાજ પાસેના ગામમાં એવો કાંઇ વહેમ નથી. ફલાણે વારે ફલાણું કામ કરવું વર્જીત છે, કેટલીક તિથિઓ દળવા, ધોવા, લીંપવા, સીવવા, માથે નહાવા વગેરે કામને માટે વર્જીત છે, બુધવારે દીકરી સાસરે ન મૂકવી, મંગળવારે ભાઇ બહેને જુદું ન પડવું, નાના બાળકને આરસી ન બતાવવી, માથે દીવો ઉતરવાથી ગુમડાં થાય, ચાળણી કે ખાટલામાંથી દીવાના પડછાયામાં આવવાથી ગુમડાં થાય, બે માણસની વચ્ચે દેવતા કાઢવાથી તેને લઢાઇ થાય, હાથોહાથ મીઠું લેવું નહીં, દીવાને ફુંક મારવી નહિ, બ્રાહ્મણે ધોતીઆંનો કછોટો વાળવો નહિ, ઉંટ કે ગધેડાની સ્વારી દ્વિજાતિ વર્ગને વર્જીત છે; ઇત્યાદિ ઈત્યાદિ અનેક ડોશી શાસ્ત્રી ને જોશી શાસ્ત્રીની વાતો છે, જેમાંની કેટલીક વૈદકશાસ્ત્રને મળતી છે, એટલે વૈદકશાસ્ત્ર એવી કેટલીક વાતોને મનાવે છે; શુકન અપશુકનની સિદ્ધિ, મંત્ર સિદ્ધિ, ભૂત, પ્રેતની વાતો; એવી અનેક વહેમ વાર્તા પણ ચાલતી જોવામાં આવે છે, પણ તેમાંની કેટલીક વાતો નિમિત્તને લઇને ઉભી થઇ છે, પણ હાલ જેમ કારણ સમજ્યા વિના કેવળ વહેમ ભરેલી રીતે માનવામાં આવે છે એવું કાંઈ નથી. ખીચડી સાથે દૂધ ખાવામાં દોષ છે, તેને કેટલાક લોકો ખોટો વહેમ ગણે છે, પણ વૈદક શાસ્ત્ર કહે છે કે, ખીચડીમાં અથવા જે ચીજમાં મીઠું (ક્ષાર) ભળેલું હોય તે સાથે દુધ ખાવાથી તે ચીજ ઝેર રૂપ થાય છે. પણ તે વાત અજ્ઞાન લોકો ન માને માટે કારણ વિના એમજ ઠરાવ્યું કે દોષ છે, ભોળા લોકોનાં મન જેમ ભમાવે તેમ ભમે પણ વિદ્વાન અને ડાહ્યા લોકોએ સત્યાસત્યનો શોધ કરી જે વાતો કારણસર ચાલે છે તેનાં કારણ લોકોને જણાવવાં જોઇએ અને ખોટા વહેમનો ત્યાગ કરાવવો જોઇએ. જેમ અલ્પાચારથી હાની છે તેમ અત્યાચારથી પણ હાંસી થાયછે. માટે દેશ કાળને અનુસરી જે આર્ય રીતિ છે તેજ રાખવી અને વહેમનો ત્યાગ કરવો. “**देशकालौ संकीर्ण**” એવું આપણા શાસ્ત્રકારો ઠામ ઠામ લખી

ગયા છે, એ મહા વાક્યમાં કાંઇ ઉંડો ભેદ રહ્યો છે. વળી કહ્યું છે કેઃ—

॥ देशकालानुसारेण वर्तितव्यंसदाबुधैः ॥ દેશ કાળને અનુસરીને ડાહ્યા લોકોએ ચાલવું જોઇએ; અને વહેમની વાતો જે અંતે નુકશાનકારક છે તેનો ત્યાગ કરવો તથા લોકોને તેમ કરવા શીખવવું જોઈએ. ખોટા વહેમથી માણસનું મન નબળું થઇ જાય છે અને ઘણી વાર ભ્રમિત થઈ ગાંડો બની જાય છે. ભૂત વગેરેની વાતો જે નબળા મનના પુરૂષ અથવા સ્ત્રીના મનમાં ખરેખરી ભરાઇ ગએલી હોય છે, તે એકાદ વખત અંધારી રાતે પડછાયો અગર બીજી વસ્તુ જોઇ તેને ભૂત માની લે છે, અને ભયનો માર્યો માંદો પડી મરણતોલ જાય છે. આવા વહેમી અને બીકણ માણસથી કોઈપણ હીમતનું કામ થઈ શકતું નથી. બિલાડી આડી ઉતરે અથવા છીંક થાય એ દરેક કામને આરંભે અપશુકન ગણાય છે. એકાદ વખત આવી વહેમની વાત ખરી પડે છે, એટલે 'કાકતાલીય વત્' 'કાગનું બેસવું અને તાડનું પડવું.' થાય છે. તે પરથી એમ ઠરાવી દીધું કે કાંઈ કામ કરવા જતાં હોઇએ તે વખત છીંક થાય અથવા બિલાડું આડું ઉતરે તો અપશુકન થયા. આવા વહેમથી લોકો જતા અટકી પડે છે, અને કદિ પરાધીનપણાને લીધે જવું થાય છે, ને ધારેલું કામ પાર ન પડયું તો શુકનનેજ દોષ દે છે, જો કે કામ થવું ન થવું એ છીંકને આધીન નથી. આવી કોઇ પણ વાતના હજારો દાખલા મળતા આવે અને એક પણ દાખલો ખોટો ન પડે ત્યારે તો તે વાતને વહેમમાં ન ગણતાં કાંઇક કારણસર માનવી તે યોગ્ય છે. જે વાત એક દાખલામાં લાગુ પડે તે વાત તેવાજ બીજા બધા દાખલામાં લાગુ પડવીજ જોઇએ, ને ન પડે તો તેને તરતજ ખોટી માનવી. લોકો કોઇ પણ વાતનો તોલ કરી સત્યાસત્યનો વિચાર કરી ચાલતા નથી તેથી વહેમી લોકોથી ઉત્પન્ન થએલી વાતો ઉલટી વૃદ્ધિને પામતી ગઇ છે. હાલમાં વહેમની કેટલીક વાતો નિર્મુળ થતી જાય છે, તેમ વળી અમારા કેટલાક સુધરેલા જુવાનીઆઓ ખરી માનવા જેવી વાતને વહેમમાં ગણી અત્યાચારને લીધે ઉલટો અનર્થ કરે છે. ખરી વાતને વહેમમાં ગણી તેનું નિર્મૂળ કરવામાં જેટલું નુકશાન છે, તેના કરતાં વહેમ માનવામાં ઓછું નુકસાન છે, એ પણ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

પણ વળી વહેમની બાબતમાં કેટલાક સુધારાવાળા તો કહે છે કે હિં-દુઓની સંસારિક સ્થિતિ સુધરતી નથી તેનું કારણ એવું છે કે જે તે વા-તમાં ધર્મનું લફરૂં લગાડવાથી કોઇ વાત પાર પડી શકતી નથી. જે કામ લઇ બેસો તેમાં ધર્મબંધન તો ખરૂંજ. આ ધર્મની બેડી સુધારો થવામાં આડીખીલી રૂપ છે અને તેથી વ્યવહારિક કામકાજ, વેપાર રોજગાર કે હુન્નર કળાની વૃદ્ધિ થઇ શકતી નથી.' આ વાત જેટલે દરજે માનવામાં આવે છે તેટલે દરજે ખરી હોય એમ માની શકાતું નથી. ધર્મને અડચણ રૂપ માનવો એતો પોતાના ધર્મથી પોતાની અજ્ઞાનતા બતાવે છે; અને એ અજ્ઞાનતા અને અનાસ્થાને લીધે તો ઉલટો ધર્મમાં ગોટાળો થઇ પડયો છે, તે કાઢવો મુસ્કેલ થઇ પડગો છે. હિંદુ ધર્મે બધી રીતે રસ્તા ખુલ્લા મુકયા છે. કોઇ જાતની અડચણ કે નડતર થાય એવું રાખ્યું નથી. જ્ઞાતિભેદ અને પ્રવાસનો પ્રતિબંધ એ સુધારો થવામાં અડચણ કરનારા બે મોટા પ્રતિબંધો મનાય છે, પણ દેશને અનુસરીને તે પ્રબંધમાં ફેરફાર કરી વર્ત્તવાને ધર્મ કયાં મના કરેછે? કેટલીક વાતોનો ધર્મ નિષેધ કરે છે, પણ અવશ્ય કે અનિવાર્ય કારણસર કરવું પડે તે કરવું, અને તેમ કરતાં શાસ્ત્રની આજ્ઞાનું ઉલંઘન કરવાનું પાપ થાય તેનું નિવારણ શાસ્ત્રમાં બતાવેલાં પ્રાયશ્ચિતથી થાય છે. પરદેશમાં પ્રવાસનો પ્રતિબંધ છે પણ પરદેશ જઇ આવનાર પ્રાયશ્ચિત વડે બાધથી મુકત થઈ શકે. આગળ હિંદુસ્તાનમાં ફકત હિંદુનીજ વસ્તી હતી અને પરદેશી મુસલમાનો કે યવન લોકોને સ્પર્શ કરવાનો પણ દોષ હતો, જે દોષમાંથી નહાવાથી મુકત થવાતું હતું. પણ હવે હિંદુસ્તાનને ઘણા દેશો સાથે પાછો સંબંધ બંધાવાથી પરદેશી લોકોની સાથે ઘણાં કામકાજનો સંબંધ પડયો તેથી હવે મુસલમાનને અડકીને નહાવું એવી છીટ રહી નથી.

સવારમાં ઉઠી બ્રાહ્મણે ટાઢે પાણીએ સ્નાન કરવું, એવું કહેલું છે, પણ ટાઢું પાણી શરીરને માફક ન હોય તો ઉના પાણીથી પણ નવાય, અને બહુ મંદવાડ હોય તો ભસ્મ-સ્નાન પણ વિધેય છે અને તેવી અવસ્થા-માં જો ટાઢે પાણીએ નાહી શરીરને કષ્ટ આપેતો ઉલટું પ્રાયશ્ચિત લાગેછે. ઉપવાસ કરવા માટે નિરાહાર, ફળાહાર અને એકાહાર એમ માણસની પ્રકૃતિને અનુસરી સર્વ રીતે છૂટ મૂકી છે, તેથી પોતાની તનદુરસ્તી જળ-વાય તેમ એ ત્રણમાંથી જે રસ્તો અનુકુળ આવે તે પ્રમાણે કરવું. એવું-

જ કાંઇ બંધન નથી કે એકાદશીને દિવસ કાંઇ ખાવુંજ નહિ. અધિકાર પ્રમાણે મૂર્તિ પૂજા કરો યા ન કરો તે બધું સરખું છે. જેમ બધાં ધર્મ કર્મ વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે નીમી આપ્યાં છે, તેમજ પૂજનનો પ્રકાર છે. જ્ઞાની લોકોને મૂર્તિપૂજન કે બીજી ક્રિયા કરવાની જરૂર નથી, પણ જ્ઞાન રહીત માણસોએ, સ્નાન, સંધ્યા, પૂજા વગેરે ઈંદ્રિઓ વશ રાખવા તથા ચિત્તની શુદ્ધિ કરવા માટે કરવાં જોઈએ. એમ બધી બાબતોમાં અધિકાર પ્રમાણે કરવા કહ્યું છે. બ્રાહ્મણને જનોઈ તથા શિખા ધારણ કરવાનું ફરમાન છે. પણ જ્ઞાન સંપન્ન વૈરાગ્ય શીલને તેની જરૂર નથી; મરનાર પાછળ તેનું સૂતક પાળવું એમ પણ છે અને સન્યાસીના પ્રેતનો સ્પર્શ થવાથી પણ સૂતક લાગતું નથી; મડદાંને બાળવું, તેમજ દાટવું, પાણીમાં પ્રવેશ કરાવવો, કટકા કરી પક્ષીઓને ફાડી ખાવા ફેંકી દેવા એવા બધા વિધિ છે; ડાઢી, જટા તથા નખ ન વધારવા, અને વધારવા એવું પણ છે; અજ્ઞાનીને જન્મ મરણ અને જ્ઞાનીને કંઇ નથી; સ્વહસ્તે પાક કરીને ખાવું એમ પણ છે, અને સન્યાસી સ્વહસ્તે રાંધી ખાય કે પારકું ખાય તેમાં દોષ નથી. એ પ્રમાણે જેને જેવો અધિકાર તે પ્રમાણેં તેને વર્તવાનું છે. કર્મકાંડ ઇંદ્રિયદમનાર્થે છે, સાકાર મૂર્તિની ઉપાસના મનની સ્થિરતા માટે અને યોગ સિદ્ધિને માટે છે, અને જ્ઞાનકાંડ એટલે વેદાંતશાસ્ત્ર એ મુમુક્ષુ લોકોના ધર્મનો પાયો છે.

હવામાં બગાડ થાય ત્યારે કપૂર, અગરબતી, ધૂપ વગેરે સુગંધી પદાર્થ સળગાવીએ તેના કરતાં દેવનું પૂજન કરતાં ને વસ્તુઓનો ઉપયોગ કરવો તેમાં ધર્મબંધન શું આડું આવ્યું? સ્વચ્છતા માટે નહાવું, તો નિત્ય નિયમ પ્રમાણે બેવાર નહાવામાં બંધન શું બાધ કરે છે? સુખાકારી માટે હવા ખાવા જવું જોઇએ તો દેવદર્શન નિમિત ફરવા જવાથી શું શરમ લાગે છે તે સમજાતું નથી. પ્રવાસ કરવાથી ફાયદો છે, એમ સર્વ માન્ય વાત છે તો તિર્થયાત્રાના નિમિત્તથી ઇશ્વરમાં મન રાખી દેશાટન કરીએ તો કાંઇ હાની છે? પણ સ્વધર્મનું રહસ્ય જાણનારા અને પ્રવૃતિ માર્ગમાં રચેલ પચેલ સુધારાના ખાં સાહેબોએ પારમાર્થીક નિમિત્તને પડતું મૂકી સ્વાર્થ સાધનાનીજ વાતો કરી. બાળલગ્નાદિ દુષ્ટ રૂઢીઓથી બળહીન થયા, નાસ્તિક અને નિચ વિચારોથી નીતિહીન થયા, ધંધો ન સૂજવાથી ધંધાહીન થયા, અને સ્વદેશ પ્રીતિના અભાવથી પ્રમાદવાળા અને પરતંત્ર થયા. ઇત્યાદિ ઇત્યાદિ.

ખરાં કારણોનો વિચાર ન કરતાં પહતીને આરોપ ધર્મને માથે વેષ કર-તો વળી વિશેષ ખેદ ઉત્પન્ન કરનારી વાત છે.

**પ્રવાસ.**—વળી પ્રદેશમાં પ્રવાસની બાબતમાં જુના લોકોનો અત્યાગ્રહ જોવામાં આવે છે. હિંદુસ્તાન બહાર પ્રવાસ કરવામાં હિંદુ લોકો દોષ માને છે, અને એમ માની અટકાયત કરી બેઠા છે. આ પણ એક જાતનો વહેમ છે. અને તેથી દેશ સુધારાનાં અને દેશોન્નતિનાં પ્રબળ સાધનને છીનવી લેવામાં આવેલ છે. દેશાટણ કરવાની આપણા શાસ્ત્રમાં કદિ મના કરી હશે તો તે કાળને અનુસરી કરી હશે. જો આપણે આપણા શાસ્ત્રકારોનાં વચન શ્રદ્ધાથી અને અંતઃકરણથી માનીએ છીએ તો તેઓ ઠામ ઠામ देशकालानु सारेणवर्तितव्यंसदाबुधैः" લખી ગયા છે, તે મહા વાક્યને કાં નથી માનતા? આ વાક્યથી તેઓ જે જે વાતનાં બંધન કરી ગયા છે, તે બધી વાતોની જરૂર પડેતો છૂટ પણ આપી ગયા છે, તેનો આપણે આ વખતે બરાબર લાભ લેવાનો અનુકુળ પ્રસંગ છે, તે ભૂલી જઇએ છીએ; વળી દેશાટણ કરવાની મના ઘણું કરીને જુલમી મુસલમાની રાજ્યના વખતમાં થયેલી સંભવે છે. પ્રાચીન કાળમાં ઋષિઓએ પરાયા દેશમાં દેશાટણ કર્યાની વાતો પુસ્તકોમાંથી જડી આવે છે, તેથી તે કાળમાં પ્રવાસ કરવાનો પ્રતિબંધ નહિ હશે એમ સિદ્ધ થાય છે, પછવાડેથી આ લપરૂં લગાડયું જણાય છે; છતાં શાસ્ત્રે પ્રવાસનો પ્રતિબંધ કર્યો છે એમ માનીએ તોપણ દેશના કલ્યાણને માટે 'देशकालानुसारेण' એ વાક્યના આધારે શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન થાયતો તેનો દોષ ગણાય નહિ. રઘુરાજા ઇરાનમાં ગયા હતા; પોરસ તથા પાંડવોના વખતમાં રોમ સુધી આપણા પુર્વજો ગયાના ઇતિહાસ મળેછે. હાલમાં પણ ક્ષત્રિ એટલે રાજાઓ ઇંગ્લંડ જાયછે, તેને પ્રતિબંધ રહ્યો નથી તો બ્રાહ્મણ તથા વૈષ્યને છૂટ શા માટે ન હોવી જોઈએ તે સમજાતું નથી.

આટલું તો ખરૂં છે કે ધર્મની કેળવણીના અભાવને લીધે હાલના જુવાન માણસોનાં સ્વધર્મનાં મૂળતત્વોથી ખાલી રહેલાં મગજ નાસ્તિક વિચારોને ગ્રહણ કરવાને તત્પર રહેલાં હોય છે, તેથી પરદેશ જઇ ઘણા પતિત થઇ આવે છે. આમ થાય તો તેઓ સ્વદેશ-ભક્તિ રહીત થઇ સ્વદે-

શનું કલ્યાણ કરવાને બદલે અકલ્યાણ કરનાર થાય. માટે પ્રથમ બાળકો રૂપી કુમળાં વૃક્ષોને સ્વધર્મનાં મૂળતત્વ રૂપી પાણીનું સિંચન કરી તેમાં સ્વદેશ-ભક્તિ રૂપી અંકુર ફૂટે એમ કરવું અને પછી તેમાંથી જે વૃક્ષ અને તેનાં ફળ થાય તેમાં અલૌકિક મીઠાશ આવે. આ દેશાટણનો પ્રતિબંધ તુટે અને સૌને છૂટ મળે એમ ઈચ્છીએ તો છીએ પણ હાલની કેળવણીનું પ્રબળ જોતાં એમ અનુમાન થાય છે કે દેશાટણ કરી આવીને સ્વદેશનું ઉકાળે એવા તો વિરલાજ નીકળતા હશે!!! પોતાનો આચાર-ધર્માચાર (દેશાચાર-કુળાચાર-) પાળવાથીજ માણસ સુખ મેળવેછે, તેમાં પણ આર્યધર્માચારના નિર્દોષ ધોરણને અનુસરી માણસ અવશ્ય પરમ ગતિ પામે છે. આચારનો કેવો મોટો મહિમા કહ્યો છે

**आचारात्प्राप्यतेश्रेष्ठ्यंआचारात्कर्मलिप्यते ॥**

**कर्मणोजायतेज्ञानंइतिवाक्यंमनोःस्मृतं॥**

---

## પ્રકરણ ૪ થું.

## પુરાણની વાતો વિષે.

પુરાણોમાં લખેલા ઇતિહાસો અતિશયોક્તિથી ભરપુર અથવા ગંભીર અર્થથી ગુંથેલા હોવાથી ઉપરછલો વિચાર કરનાર જુવાનીઆઓ, જેમને પોતાનું બધું ખોટું માનવાની ઘેલછા તો થઇછેજ, તેમને મન તે બધા ગપાટા લાગે એમાં નવાઇ નથી. પણ અમે, તે વાતો ખરી હો યા કલ્પિત હો પણ, તેનાપર વિશ્વાસ રાખી દૂષણ દૂર કરી તેમાંથી સાર લેવાનો શિરસ્તો રાખીએ છીએ અને તેજ ધોરણપર આવવા અમારા મિત્રોને અંતઃકરણથી ભલામણ કરીએ છીએ.

પુરાણમાં લખેલ મેરૂ પર્વત, અનેક દેવો, તેનાં હથીઆર તથા વાહન, તેમની અગાધ શક્તિ, વૈકુંઠ આદિ લોક, સ્વર્ગ, નર્ક, ઇત્યાદિ અનેક વિષયો સંબંધી વાતોમાં વિદ્વાનોના વિનોદના અને કવિવરોની કલ્પનાના અનુપમ નમુના ઉંચા અને ઉંડા વિચારનાં ઠેકાણાં છે. પ્રાચીન વિદ્વાનોની

કલ્પના શક્તિ અને વર્ગીકરણ કરવાની અદ્ભુત શક્તિ ઉપર હાલના વિદ્વાનો વારી જાય છે.

**મેરૂ.**—એક મેરૂ પર્વતને માટેજ વ્યાસની કલ્પના ઉપર વિચાર કરીએ તો એમ અનુમાન થાય છે કે મેરૂ એવા નામનો કોઇ પર્વત પૃથ્વીપર તેમજ આકાશમાં દેખાતો નથી, છતાં મેરૂ પર્વતની વાત પુરાણમાં ઠામ ઠામ આવે છે, અને તેથી તે પર્વત દાખલા રૂપ થયો છે; તેનું કારણ એવું સમજાય છે કે જેમ સુતરના ફાળકાની વચમાં જે દાંડી છે તેની આસપાસ જેમ ફાળકો ફરે છે તેમ આકાશના સર્વ પદાર્થો-તારા અને ગ્રહો આકાશમંડળમાં એક કલ્પિત મધ્ય રેશાની આસપાસ ફરે છે. આ મર્યાદા રહીત રેશાનું નામ મેરૂ હોય એવી કલ્પના થઇ શકે છે; અને વ્યાસે કરેલી કલ્પના તે કેવળ કલ્પનાજ નથી પણ તેની કલ્પનામાં ગંભીર અર્થ સમાએલો છે.

આ પ્રમાણે અનેક વિષયો ઉપર કવિઓએ પોતાની કલ્પના દોડાવી છે, તે અર્થ વિનાની નથી; પણ જ્યારે માણસની શક્તિ તે કલ્પનાને પહોંચી શકતી નથી ત્યારે તેમાં દોષ દેખે છે અને તે બધાંને ગપ્પામાં ગણે છે. મેરૂ દેખાતો નથી માટે મેરૂનું વ્યાસે ગપ્પું માર્યું. એવો વ્યાસ જેવા મહાત્મા પુરૂષ ઉપર આરોપ મૂકવો એ મહા પાપનું કામ છે. ભારત જેવું અપૂર્વ પુસ્તક જેમાં ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનો ચિત્તવેધક ચિતાર આપ્યો છે, જે ભારત વ્યવહારમાં વિજય મેળવવાનું વાહાણ રૂપ, દુનિયાંનું દર્પણ, અને જ્ઞાનનું ગૃહ છે તે વ્યાસે બનાવ્યું, તે વ્યાસ મેરૂ પર્વત બાબત હડહડતું જુઠાણું લખી જાય એમ બનેજ કેમ ?

**શેષ.**—પુરાણ કહે છે કે શેષે પૃથ્વી ધારણ કરી છે; આમ લખવાનો તાત્પર્ય એવો છે કે પૃથ્વી, આપ, તેજ, અને વાયુ એ ચાર મહાભૂત સિવાય જે રહ્યું તે આકાશ (પોલાણ) તેનેજ અવશેષ એટલે શેષ કહે છે અને તે શેષ એટલે આકાશ (પોલાણ)પર પૃથ્વી ધારણ થઇ રહી છે, અને તે શેષ ઉપર નિરાકાર પરમાત્માએ શયન કર્યું છે. એમ કહેવાની મતલબ એવી જણાય છે કે પરમાત્મા નિરાકાર તથા શાન્ત છે અને જગત્‌ને જાણતો નથી એવો જ્ઞાન સ્વરૂપ છે, માટે તે સૂતેલો છે એમ ભાવ સમજવો. શેષ એટલે જ્ઞાન રૂપ આકાશ, નારાયણ એટલે નિરાકાર પરમા-

ત્મા અને સૂતેલ છે એટલે જગત્‌ને જાણતા નથી; એટલે સાક્ષીત્વાતીત છે. એવી રીતે વિદ્વાન લોકો શેષ વિષેની કલ્પના કરે છે, તે ઠીક જણાય છે.

**બ્રાહ્મણાદિ ચાર વર્ણની ઉત્પત્તિ.**—તે વિષે પુરાણની વાતનો સાર એવો છે કેઃ—પુરૂષ સૂક્તમાં પ્રારંભમાંજ કહ્યું છે કે "सःभूमि विश्वतो वृत्वा अत्यतिष्टत्॥ એટલે ભૂમિ સહવર્ત્તમાન સર્વ વિશ્વને વ્યાપીને દેવ રહેલ છે. હવે તે આકાર વિનાના એટલે નિરાકાર દેવના ત્રિગુણાત્મક રૂપનો વિરાટ રૂપી અલંકાર વર્ણન કરેલ છે; એટલે જે શુદ્ધ સત્વ ગુણ તે દેવનું મુખ એવું વેદમાં કહ્યું છે, અને શુદ્ધ સત્વગુણી મનુષ્ય તેજ બ્રાહ્મણ એ પણ વેદનું વચન છે. એટલે બ્રાહ્મણને પેટે જન્મ્યો તેજ બ્રાહ્મણ એવો નિયમ હાલની પેઠે નહોતો. પણ તેના ગુણ કર્મ પ્રમાણે વર્ણ વ્યવસ્થા થતી હતી. આ પ્રમાણે બ્રાહ્મણ એ વ્યાપક દેવનું મુખજ સમજવું. એ ઉપરથી અન્ય વર્ણે એમ પણ અર્થ લઈ શકાય કે જે બ્રહ્મત્વવડે બ્રાહ્મણ થવાને અધિકારી થાય છે તેના મુખનો ઉપદેશ તે ઇશ્વરી ઉપદેશ સમજવો. પણ બ્રાહ્મણ બ્રહ્માના એટલે ઈશ્વરના મુખમાંથી ઉત્પન્ન થયા એવું લખેલું નથી, અથવા લખવાનો હેતુ નથી. એ પ્રમાણે ઇશ્વરના ત્રિગુણી સ્વભાવ પ્રમાણે ગુણકર્મોથી ઉત્પન્ન થએલા ચારે વર્ણ તે અનુક્રમે ઇશ્વરનું મુખ, બાહુ, ઉર તથા પાદ થયાં, પણ તેમાંથી ઉત્પન્ન થયા એમ નહિ. એવી રીતે તેજ એટલે પ્રકાશ તે વિશ્વવ્યાપક દેવની આંખો કલ્પિ છે તેથી તેજ તત્વરૂપી સૂર્ય એજ ઇશ્વરનાં નેત્ર થયાં અને આપણી આસપાસ પોલાણ જે આકાશ તે ઇશ્વરનાં શ્રોત્ર એટલે કાન કલ્પેલાં છે. કેમકે આકાશમાં જે કાંઇ પ્રાર્થના કે બોલવું થાય તેની આકાશ મારફતે દેવને ખબર પડે છે.

**એકાદશીનો ઉપવાસ.**—એકાદશીનો અને એવા બીજા ઉપવાસ કરવા તે ખોટા વહેમ છે ને તેનું કાંઈ ફળ નથી, એમ માનવામાં મોટી ભૂલ થાય છે, અને આ પ્રમાણે શરીર રક્ષણનો જેમાં છુપી રીતે હેતુ સમાયો છે, એવાં વ્રતનો અનાદર કરવાથીજ હાલના સુધરેલા સમયની પ્રજા બાયલી, બીકણ અને વામનરૂપ થઇ છે. જેઓ શરીરની રચના, ખોરાકનું પચવું, તેનું લોહી થવું, લોહીનું ફરવું, અને તે ક્રિયાને થતાં વિઘ્ન વિષે વૈદાના નિયમોને પૂર્ણપણે જાણતા હશે તેઓ તો કદિ સમજીને પણ

શરીર સંરક્ષણ માટે યોગ્ય ઉપચારો કરતા હશે; પણ એવા વૈદાંનું વિજ્ઞાન ધરનારાની સંખ્યા પ્રમાણમાં જુજ છે. લોકોના મોટા ભાગને આવા નિયમોથી પૂર્ણ રીતે જાણીતા કરી શરીર સંરક્ષણના નિયમો નિયનિતપણે પાળવા પળાવવા એ કામ કદિ અસંભવિત નહિ તો અશક્ય છે અને તેથીજ અગીયારસ જેવાં વ્રત્તાનો હેતુ શરીર સંરક્ષણનો છે તોપણ તેને ધર્મ—કર્મમાં ગણી તેનું પુરાણોમાં બહુ બળ દેખાડયું છે. સમુદ્રમાં ભરતીઓટ ચંદ્રના આકર્ષણથી થાય છે તેમ શરીર રૂપી સમુદ્રમાં પણ એ વખતપર રસની ભરતી થાય છે, તેથી તનદુરસ્તીમાં ફેરફાર થવાનો સંભવ છે, તેનો અટકાવ થવાની જરૂર છે. પણ તે વાત અનુભવ સિદ્ધ બધાં માણસોના જાણવામાં આવે નહિ, અને જ્યારે તે વાતની પ્રતીતિ થાય નહિ તો અગીયારસ કોઇ કરે નહિ. તેટલા વાસ્તે તેને ધર્મના રૂપમાં ગોઠવેલ છે. જેથી સર્વ મનુષ્યોની તે વાતપર શ્રદ્ધા બેસે છે, અને એકાદશીનો ઉપવાસ નિયમિત રીતે ભાવથી કરે છે. આવાં વૃત્તો કરવાથી શરીર સંરક્ષણનો નિયમ સચવાય છે એટલુંજ નહિ પણ વળી એવા પર્વણીના પવિત્ર દિવસોમાં લોકો પોતાની સંસાર વ્યવહારની અને ખાવાપીવાની ખટપટ છોડી દેઇ ઇશ્વરમાંજ પોતાનું ધ્યાન લગાડે છે. આથી ઇશ્વર ભજન અને શરીરની આરોગ્યતા બે વાનાં પ્રાપ્ત થાય છે.

**શ્રીકૃષ્ણ.**—શ્રી કૃષ્ણાવતાર વિષે અનેક રસીક અને પ્રેમળ વાતો શ્રીમત્ ભાગવત્માં તથા ભારત વગેરેમાં લખીછે, અને તે કથાઓ લખવામાં વ્યાસ ઋષિએ પોતાની અતુલ કવિત્વ શક્તિનો પ્રકાશ કર્યો છે; તેનો વાસ્તવિક અર્થ લોકોની અલ્પ શક્તિમાં આવી શકતો નથી. તેથી તે વિષે લોકો અનેક કુતર્કો કરે છે. પણ ખરૂં કારણ તપાસતાં તેમાં કાંઇપણ સત્ય રહેલું છે એમ ખાત્રી થાય છે.

ગીતામાં કહ્યું છે કે "સાધુ લોકોના પરિત્રાણને વાસ્તે, દુષ્ટ માણસોનો નાશ કરવાને અને ધર્મનું સ્થાપન કરવાને એટલે અધર્મનો ઉચ્છેદ કરવાને હું દરેક યુગમાં પ્રગટ થાઊઁ છું." આવું શ્રી કૃષ્ણ બોલ્યા હતા. આવા પ્રમાણો ઉપર અમારૂં શ્રદ્ધાવાળું મન માને છે કે શ્રી કૃષ્ણ મનુષ્યદેહ ધારી છતાં મનુષ્યના રૂપમાં ઈશ્વરનો અવતાર હતા. જે માણસમાં અસાધારણ શક્તિ છે તેમાં ઇશ્વરી અંશ વધારે છે, અને તે પોતાના ઐશ્વ-

યેના પ્રભાવથી લોકોની ચર્મચક્ષુને ચમકાવે એવાં અસાધારણ પરાક્રમ કરે એ વાતમાં શા માટે અશ્રદ્ધાળું થવું તે સમજી શકાતું નથી. વળી ઈશ્વર સર્વ શક્તિમાન્ છે તો તે કદાચ ઉપર જણાવ્યા હેતુ માટે મનુષ્યનો અવતાર લઇ પ્રગટ થાય તો તે અશક્ય વાત નથી. હવે એક વખત તેનાં અસાધારણ પરાક્રમોની વાત બધી જુઠી માનીએ ને તકરારની દલીલ ખાતર રામકૃષ્ણાદિ દૈવી પુરૂષોને ઈશ્વરના અવતાર ન માનીએ અને ફક્ત મનુષ્ય જેવા મનુષ્ય માનીએ, તોપણ તેમને થઇ ગયાં હજારો વર્ષ થયાં છતાં તેઓ ઇશ્વર તરીકે પૂજાય છે, અને આધુનિક કેળવણીનાં ઇતિહાસનાં પુસ્તકોમાં તેમને માત્ર ક્ષત્રિકુળના રાજા તરીકે મનાવ્યા છે, છતાં એજ કેળવણીમાં ઉછરેલાં પ્રજાના અંતરમાંથી તેમના પ્રતિ ઇશ્વરભાવનો આભાસ ગયોજ નથી એટલોજ પુરાવો તેમને ઇશ્વરના અવતાર કે ઇશ્વર રૂપ કે પૂજ્ય માનવાને બસ નથી ? છેજ. જો કેવળ તેઓ રાજા હતા તો વિક્રમ, ભોજ, પૃથ્વીરાજ જેવા પરાક્રમી રાજાઓ કાં ઇશ્વર તરીકે પૂજાયા નહિ.?

હવે જ્યારે તેઓ ઇશ્વરના અવતાર હતા અથવા ઇશ્વર તરીકે પૂજાયા ત્યારે તેમાં હાલમાં મૂકાય છે તેવાં દૂષણો હોય એમ માનવા જોગ બીના બનેજ નહિ. પણ મહા મુની વ્યાસજીએ શ્રીકૃષ્ણને જે આકારમાં વર્ણવ્યા છે, તેની વર્ણન કરવાની કલ્પનાને ન પહોંચી શકવાથી પાછલા કાળના કવિઓએ, બ્રાહ્મણોએ અને ભાટ ચારણોએ અનેક કડતલીમાં જોડી તેને બીભત્સ શૃંગારમાં ગાયો ને વર્ણવ્યો છે.

શ્રી કૃષ્ણ ઇશ્વરનો અવતાર છતાં, અથવા તેમ ન માનો તો એક અસાધારણ એટલે દૈવી પુરૂષ છતાં તેણે દહીં દૂધ વગેરે ચોરી ખાધાં, સ્ત્રીઓ સાથે કુચેષ્ટા કરી તેમનાં વસ્ત્ર ચોર્યાં, ગોપીઓએ તેની પોતાની કેડપર તેડી ચુંબન કર્યાં વગેરે તેના વિષે જે વર્ણન કરવામાં આવેલું છે તે તેની બાળચેષ્ટાનું વર્ણન છે, અને આ બાળક કૃષ્ણના અદ્ભુત ચમત્કાર જોઇ ગોપીઓ તેનાપર હર્ષનાં આંસુ પાડી તેને તેડવા, તેની સાથે નાચવા, પ્યારથી તેને બકીઓ લેવા અને તેના ગુણ ગાવા લાગી. ગોપીઓનાં દહીં દૂધ વગેરે ચોરતી વખત શ્રીકૃષ્ણે અનેક રૂપ ધારણ કર્યાં કહેવાય છે, તેથી અનેક કૃષ્ણ રૂપ દીઠામાં આવેલાં અને કૃષ્ણની મા યસોદા પાસે ગોપીઓ ફરીયાદ કરવા ગએલી ત્યારે ત્યાંથી પાછી ઘેર આવતાં ઘરમાં દહીં

દૂધનાં દોણાં ભરેલાં આબાદ દીઠાં. આવો ચમત્કાર જોઇ શ્રીકૃષ્ણને સાક્ષાત ઈશ્વર માની ગોપીઓએ તેની સ્તુતિ કરી, તેને 'દોંગો, ચોટો' એમ કહી લાડમાં રમાડયો, તેડયો, ને ચુંબન કર્યા, તેટલા માટે તે ચોર કે વ્યભિચારી ઠરેજ નહિ. શ્રી કૃષ્ણે બાળપણમાંજ કેટલીક ઈશ્વરી માયા પ્રગટ કરી ગોપીઓનાં ચિત્ત હરી લીધાં, એટલે તેમના અંતરમાં પ્રેમ ભક્તિભાવ ઉત્પન્ન કર્યો. આ બધી વાતો બિભત્સ શૃંગારના રૂપમાં વર્ણવી હોય એમ અનુમાન થાય છે.

ગોપીઓ સાથે જારકર્મ કર્યાનું દૂષણ શ્રી કૃષ્ણ ઉપર મૂકવામાં આવે છે, તેનો ખુલાસો એવો થઇ શકે છે કે ઉપર જણાવ્યા પ્રમાણે બાળપણમાં ગોપીઓ તેને લાડથી અને પ્યારથી રમાડતી. એક વખત નૌકામાં બેસાડી ક્રીડા કરવા સારૂ યમુના નદીમાં ફરતાં હતાં ત્યારે નૌકા કાંઇ અકસ્માત થવાથી ડુબવા લાગી તે વખત ગોપીઓને કૃષ્ણે આગળ કરેલા ચમત્કારોનું સ્મરણ થતાં તેને ડુબતાં બચાવવાની પ્રાર્થના કરી. એટલે કૃષ્ણે કહ્યું 'હું બ્રહ્મચારી છું માટે મારાપર શુદ્ધભાવ રાખો એટલે યમુનાનાં પાણીના બે ભાગ થઈ વચમાં જમીનનો સૂકો રસ્તો થશે. આ વખતે તે સ્ત્રીઓએ એવી શંકા કરી કે અમારી સાથે રમમાણ થયા છતાં તું બ્રહ્મચારી કેમ થઈ શકે? તેનો કૃષ્ણે એવો ખુલાસો કર્યો છે કે હું બાળક છું. તો તમારી સાથે રમમાણ થવાનો શું સંભવ છે? તે ઉપરથી ગોપીઓએ કહ્યું કે "તરૂણરૂપ ધારણ કરી તું અમારી સાથે રમમાણ થયો." તેના ઉત્તરમાં કૃષ્ણે કહ્યું કે " મારા શરીર જેવું તમને જે તરૂણ રૂપ ભાસ્યું અને તેની સાથે તમે રમમાણ થઇ તે તમારીજ બુદ્ધિએ મારા તરફ જારભાવથી ધ્યાન કર્યું તે ધ્યાનનું ફળ તમોને તમારાજ આત્મામાંથી સ્વપ્નવત્ પ્રાપ્ત કર્યું ( એટલે સ્વપ્નાવસ્થામાં તમે રમમાણ થઈ), તે મારી માયા છે; માટે હું તમારી સાથે રમમાણ થયોછું એવું માનવું નહિ. કારણ કે હું બાળ બ્રહ્મચારી સ્ત્રીસંગ વિનાનો શ્રી કૃષ્ણાવતાર છું, અને મારા પ્રભાવથી યમુનામાં તમને સૂકો રસ્તો મળશે એજ મારૂં બ્રહ્મચારીપણું બતાવી આપશે." પછી કૃષ્ણના પ્રભાવથી યમુનાના વિભાગ થયા, અને ગોપીઓએ તેનાપર મૂકેલ ખોટા આરોપને માટે પસ્તાવો કર્યો તથા માફી માગી અને તેની શુદ્ધભાવથી સ્તુતિ કરી.

આ પ્રમાણે વ્યાસના લખવામાં શ્રી કૃષ્ણે પરસ્ત્રી સંગ કર્યો એવી વાત આવતી નથી. વ્યાસજીએ શ્રીકૃષ્ણના અમુલ્ય ગુણ તથા તેનાં ચરિત્રો લખ્યાં છે, તેપર ધ્યાન પહોંચાડતાં સહેજ સમજાય છે કે શ્રીકૃષ્ણે જે ચમત્કારો કર્યા તે માનવી નથી પણ ઇશ્વરી છે; ફકત અજ્ઞાનતાને લીધે ખોટા તર્કો કરવામાં આવે છે. શ્રીકૃષ્ણે યોગ માયા વડે રાસલીલા કરી બતાવી અને સૂર્ય ચંદ્રાદિ ગોળાોની ગતિ સ્થિર કરી છ માસની એક રાત કરી, ઇશ્વરી માયાનો અજબ ખેલ દેખાડી સર્વનું તારણ કર્યું. આ ઉપરથી સમજાય છે કે એમાં માનવી કૃત્ય અથવા જાર કર્મ કર્યું એવું કહેવાને કાંઈ આધાર જણાતો નથી. વસ્ત્રહરણની વાત પણ એવીજ બોધ લેવા જેવી અને ચમત્કારિક છે. તેમાંથી શ્રીકૃષ્ણની તરફનું કાંઇ નિર્લજ પણું નથી પણ કેવળ કામદેવને જીતવાનો એક કિસ્સો બતાવ્યો છે. કંસને વરદાન હતું કે તારૂં મોત બાળબ્રહ્મચારી વિના બીજાથી થવાનું નથી, એટલે જેણે સ્ત્રીસંગ કર્યો છે અથવા જેના મનમાં સ્ત્રીસંગની અભિલાષા છે તેના હાથથી કંસનું મૃત્યું થવાનું નથી, અને તેથીજ કૃષ્ણને હાથે કંસનું મૃત્યું થયું. વસ્ત્રહરણ વગેરે વાતો ખરી બની હોય અગર વસ્ત્રહરણના નિમિત્તથી વ્યાસે કામ ક્રોધાદિક શત્રુઓને જીતવાની રસિક વાર્તા ઉઠાવી હોય. આ પ્રસંગે કામ શ્રીકૃષ્ણની પરીક્ષા લેવા આવ્યો અને પરાજિત થઇ પાછો ગયો એવો ભાવ દેખાડ્યો છે.

શ્રી કૃષ્ણની બાબતમાં મધ્ય કાળના કવિઓએ રાસડા જોડી પુસ્તકોમાં જે લખ્યું છે તેનો અને ભારતમાં તેના વિષે જે અદ્‌ભુત ચમત્કારની વાતો અને ગીતામાં અર્જુનને આપેલું જ્ઞાન તેનો મુકાબલો કરતાંજ સમજાય છે કે શ્રીકૃષ્ણ ઉપર ખોટા આરોપ મુકી સ્વધર્મ ઉપર શ્રદ્ધાહીન થયેલા લોકો તેની નિંદા કરી નાસ્તિક પણું બતાવે છે, તે બુદ્ધિ ભ્રષ્ટતાનું અશુભ ચિન્હછે એમ કહેવું પડેછે. જે કૃષ્ણે ગીતામાં અદ્‌ભુત જ્ઞાનની ગુંથણી કરી છે તે કૃષ્ણ એક નિર્લજ વ્યભિચારી હોય એ વાત સંભવેજ કેમ?

વળી ગોપાળ અને ગોપીઓની બાબતમાં નીચે લખ્યું વ્યાસનું લખવું સ્પષ્ટપણે સંભવિત લાગે છે. શ્રીકૃષ્ણને ગોપાળ એવું નામ આપ્યુંછે, તેનો અર્થ ગાયોનો પાળનાર ગોવાળ અથવા ભરવાડ એવો નથી પણ વ્યાસ ઋષિએ વેદાન્ત શાસ્ત્રપર વર્ણન કર્યું છે તેમાં તે વિષે એવું બતાવ્યું

છે કે ગો એટલે ઇંદ્રિયો તથા તેનું પાલન કરનારો આત્મા તે પાળનાર; તેથી આત્મા એજ ગોપાળ છે. વળી ઈંદ્રિઓ વિષે જે જ્ઞાન વૃત્તિઓ છે તેજ ગોપીઓ. તથા પંચ વિષયાત્મક ભોગરસ તેજ ગોરસ; તેને આત્માએ જ્ઞાનવડે દૂર કરી ઈંદ્રિઓની વૃત્તિરૂપ ગોપીઓને સ્વસ્વરૂપમાં લીન કરી અને ગોપીઓ (ઈંદ્રિઓની વૃત્તિઓ) આત્મા એટલે ગોપાળમાં રમમાણ થઇ; આવો તાત્પર્ય છે.

પુરાણમાં અનેક લાક્ષણિક ભાષણો કરી તથા નવરસની યોજના કરી આત્મજ્ઞાન કહેલું છે, તે લખવાના હેતુનો યથાર્થ વિચાર ન કરતાં તથા લખાણની પૂર્વાપર સંગત ન જોતાં ભળતોજ શબ્દાર્થ સમજી લઇ શ્રીકૃષ્ણને તેમજ પુરાણની બધી વાતોને દૂષણો દેવાં તે અજ્ઞાનતા અને નાસ્તિકપણાનું કારણ છે.

**નારસિંહ અવતાર**—હિરણ્ય કશિપુ નામે દૈત્ય હતો, તેણે શંકરને પ્રસન્ન કરી અમર થવાનું યુક્તિથી વરદાન લીધું, જેથી તેને કોઇ રીતે મરણ ન આવે. આવું જબરૂં વરદાન લઇ નિર્ભય થયો. તે દૈત્યોને ભારે કષ્ટ આપવા લાગ્યો તથા પોતેજ ઈશ્વર છે એવું લોકો કને બળાત્કારે મનાવા લાગ્યો. તેણે ઘણાં માણસોને ધર્મભ્રષ્ટ કર્યા. પછી નારદને તેણે કહ્યું કે મને મરણ નથી તથા પ્રાણી માત્ર મને પરમેશ્વર માને છે. અને એમ ન માનનારો ફક્ત તુંજ એક બાંકી છે. નારદે કહ્યું "તને મૃત્યુ છે પણ તે તારી કલ્પનાની બહાર છે. પ્રલ્હાદ તારો પુત્ર છે તે તને તારક તરીકે મારનાર છે." પ્રલ્હાદની અને તેના પિતા હિરણ્યકશિપુની વાત ઇતિહાસમાં મશહૂર છે તેથી તે વાતને આંહીં વિસ્તારથી લીધી નથી. પ્રલ્હાદનો કોઇ રીતે નાશ ન થયો ત્યારે તેણે પ્રલ્હાદને પૂછ્યું કે તારો રક્ષણ કરનાર દેવ છે તે ક્યાં રહે છે? પ્રલ્હાદે કહ્યું કે તેતો સર્વ ઠેકાણે વસે છે, અને આ સભામંડપના થાંભલામાં પણ તે વસે છે. તે પરથી હિરણ્ય કશિપુએ ક્રોધમાં આવી થાંભલાને લાત મારી તેથી થાંભલો ફાટી તેમાંથી નારસિંહ રૂપ નીકળી હિરણ્યકશિપુને નખ વડે ચીરી નાખ્યો. આ પુરાણની વાર્તા ખરી બનેલી હોય કે કલ્પિત હોય તેનો વિવાદ એક બાજુપર રાખી તેમાંથી સાર લઈએ તો ઘણી સારી શિખામણ લેવાનીછે કે પોતાને મરણ નથી એમ સમજીને જેઓ ઉદ્ધત થઇ અન્ય પ્રાણીઓને દુઃખ દે છે

તેને હિરણ્યકશિપુના જેવી દુર્ગતિ થાય છે. બીજો સાર એવો પણ લેવાય કે ઇશ્વર જેનું રક્ષણ કરે છે તેનો નાશ પ્રલ્હાદની પેઠે કશાથી થવાનોજ નથી. વેદોક્ત નિયમો ડુબાવી પાખંડીઓ હિરણ્યકશિપુની પેઠે બીજાઓને પીડા કરે છે ને તેમના પ્રાણ લે છે, પણ પરિણામે તેઓના હિરણ્યકશિપુના જેવા હાલ થાય છે એ વાત પણ આ પુરાણની વાત ઉપરથી ધ્યાનમાં લેવાની છે.

પુરાણાં પુસ્તકોમાં નાયક નાયિકાનાં અદ્‌ભુત ચમત્કાર અને શક્તિનું વર્ણન કરવામાં કવિઓએ પોતાની અગમ્ય કલ્પનાના કોટ ચણ્યા છે, તેને ભેદવાની અને તેમાં આળેખેલ અર્થ ગૌરવનું રહસ્ય જાણવાની આપણામાં શક્તિ નથી તેથી તેમાં "કમળાના રોગવાળો સૌને પીળા દેખે" તેની પેઠે કવિની ચમત્કૃતિને ન પહોંચી શકવાથી તે વિષયના નાયકને દૂષિત ઠરાવવો એ તો આપણોજ દોષ છે, અને તેથી કૃષ્ણ વિરૂદ્ધ અનેક વાતો રાસ અને જોડલાં જોડાયાં તે બિભત્સ શૃંગારમાં ડુબેલા લોકોની ઘેલછા સિવાય બીજું કાંઇ નથી; અને તેથી શ્રીકૃષ્ણ કોઇપણ બાબતમાં નિંદાને પાત્ર નથી. અને એવા મહાત્મા પૂજ્ય પુરૂષ નિંદાને પાત્ર હોઇ પણ ન શકે એવો અમારો લખવાનો હેતુ છે. આવી પુરાણની અનેક વાતો જેમાં ક્વચિત્ ક્વચિત્ કાંઈ અતિશયોક્તિનો આભાસ છતાં અદ્‌ભૂત ગુઢાર્થ રહેલો છે, તે બધી વાતોનો શોધ કરી તેનાં ઘટતાં કારણો અનુમાનો કરી લખવા માંડીએતો પુસ્તકનાં પુસ્તકો ભરાય. તાત્પર્ય એટલોજ છે કે જુની વાતોનું રહસ્ય ન જાણવાથી તેનો અનાદર કરી તેનાપર અશ્રદ્ધાવાન્ થવું એ આપણા લોકોનું ભૂષણ ન કહેવાય.

---

## પ્રકરણ ૫ મું.

### સંસાર સુધારો અને કેળવણી.

કાળે કરીને સ્થાવર જંગમાદિ વસ્તુઓનું અવસ્થાંતર થવું એ કુદરતી નિયમ છે; તેથી જે પ્રજાઓ કોઇ હિસાબમાં નહોતી તે કાળના મહિમાથી આજે જગત્ના ઇતિહાસમાં ઓપી નીકળી છે, અને જે પ્રજાઓ પ્રાચીન કાળમાં પંકાતી હતી તેની આજે નામ નિશાની પણ નથી. ત્યારે

આર્યભૂમિ અસ્તોદયના ઝપાટામાં આવી જાય એમાં આશ્ચર્ય નથી. આર્ય લોકોએ ઉદય-કાળનું સુખ ઘણા કાળ સુધી ભોગવ્યું, અને અસ્તપણાનું આવરણ પણ લાંબો કાળ થયાં આવી લાગ્યું છે. હવે સવાલ એટલોજ છે કે આજ આપણા અસ્તનો પરાકાષ્ટાનો કાળ છે કે આજ આપણા ઉદયનો આરંભ છે? કેટલાક લોકો કે જેમને આર્યોદયની પૂર્વ સ્થિતિનું ભાન થયું નથી અને જેઓ પોતાની પંડની સ્થિતિનું અવસ્થાંતર એજ સ્વદેશનો અસ્તોદય સમજવાનું ધોરણ માને છે, તેઓ તો માનતા હશે કે આપણે ઉદયમાં આવતા જઇએ છીએ. ખરૂં છે કે પરદેશી લોકોના સંબંધથી અને વિદ્યાની વૃદ્ધિથી આપણે મોટી ધામધૂમમાં મચેલા દેખાઈએ છીએ, પણ તે ધામધૂમ તે માત્ર ફોકટની ધાંધળ છે, કે તેમાંથી કાંઇ સાર નીકળવાનો છે તે જોવાનું છે. દુનિયાની વૃદ્ધિની સાથે આપણે પણ વૃદ્ધિમાં દેખાઇએ, એવો ભાસ થાય. પણ યાદ રાખવું કે, દરેક બાબતમાં પરિણામ સુધરે તેજ કામ સુધર્યું સમજવાનું છે. ઝાંઝવાંનાં પાણી દીઠે સાચેસાચું પાણી મેળવ્યાની આશા રાખી વિશ્વાસમાં રહેવું એ જેવી ગેરસમજ છે તેવીજ ગેરસમજ હાલ આપણે ઉદયમાં આવીએ છીએ, એવું ધારનારની હોય એમ સમજાય છે. ઉદયમાં આવવાનો અનુકુળ કાળ છે ખરો, પણ આપણો પ્રયત્ન અનુકુળ નથી, અને તેથી કહો કે આપણાં નસીબ અનુકુળ નથી. સંસારસુધારાની બાબતમાં ઘણો કાળ થયાં આપણે તરફડીયાં મારીએ છીએ, પણ હજુ એકે વાત પાર પડી નથી, તેનું કારણ પરાધીનપણું પણ હશે. પૂર્વજો જેવી શાંતિમાં સંસારસુખ ભોગવતા હતા તેનું હજુ આપણને સ્વપ્નું પણ આવ્યું નથી. બધી બાબતોનો વિચાર કરતાં આપણી અને પૂર્વજોની સ્થિતિમાં જમીન આસમાનનો તફાવત જોઈશું. આજે આપણી નજર આગળ અનેક સુખ સાધનો દેખીએ છીએ, છતાં પણ તેમાં આપણે સુખ દેખતા નથી. એથીજ સિદ્ધ થાય છે કે આપણું સંસારસુધારણાનું બંધારણ કથળી પડયું છે તે પાછું ઠેકાણે ક્યારે આવશે કે જ્યારે આપણે પાછા આપણા પૂર્વજોની આજ્ઞાઓનેજ આધીન થઈશું ત્યારે.

પ્રથમ તો જે કેળવણી ઉપર સર્વ સુધારાનો આધાર છે તેમાંજ કેટલીક ખામી લાગે છે, તે આપણે જોઇએ:—ધર્મ સંબંધી કેળવણીનો કેવળ અસ્ત થયો છે, તેથી લોકો હુશિયાર થયા છતાં પણ પોતાનો ધર્મ

સમજ્યા વિના કેવા કેવા સ્વચ્છંદી, દુરાચારી, ઉદ્ધત અને અવિવેકી થતા જાયછે, તે આ પ્રકરણમાં ક્રમે ક્રમે બતાવવાનો પ્રયત્ન કર્યો છે. કેળવણીના મુખ્ય બે વિભાગ પાડીએ તો ધર્મ સંબંધી એટલે નીતિની કેળવણી એ પ્રથમ અગત્યતા ધરાવે છે, અને પછી વ્યવહારિક જ્ઞાન માટે અપાતી કેળવણી, જેનો સદુપયોગ કે ગેરઉપયોગ થવો એ નીતિની કેળવણી ઉપર આધાર રાખે છે, માટે પ્રથમ તેનીજ વાત કરીએ. કહ્યું છે કેઃ—

**धर्मार्थ काम मोक्षाणां यस्यैकोऽपिन विद्यते।**
**अजागलस्तन स्यैव तस्य जन्म निरर्थकम् ॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમાંનું જે એકે મેળવતો નથી, તેનો જન્મ બકરીના ગળાના આંચળની પેઠે નકામો છે. આ ચાર પુરૂષાર્થમાં ધર્મ મુખ્ય છે, કેમકે ધર્મ વડેજ અર્થ અને કામ એ બે પુરૂષાર્થની પ્રાપ્તિ ફળદાયક છે, અને ધર્મનું અવલંબન કરીનેજ જો આ બે પુરૂષાર્થ પુરૂષને પ્રાપ્ત થાય તોજ પરિણામ સારૂં આવે, અને ચોથા પુરૂષાર્થની પ્રાપ્તિ થાય. માટે ખરૂં કહીએ તો મોક્ષ એટલે મુક્તિ મેળવવાનું ધર્મ એજ ખરૂં સાધન છે. વાસ્તે બીજી બધી કેળવણી કરતાં ધર્મની કેળવણી વધારે અગત્યતા ધરાવે છે. ધર્મની કેળવણી તે શું, તેની આ ઠેકાણે ટુંકામાં પુનરૂક્તિ કરવી નિષ્પ્રયોજન નહિ ગણાય. ધર્મની કેળવણી એટલે લોકોએ પોતાનો સામાન્ય ધર્મ એટલે ફરજ સમજવી તેઃ એટલે ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, જુઠું ન બોલવું, વગેરે ફરમાનો સામાન્ય ધર્મ એટલે નીતિને માટે છે. આ સામાન્ય નીતિનાં મૂળતત્વોનું થોડું થોડું જ્ઞાન હાલની નિશાળોમાં અપાતી કેળવણીમાં અપાય છે ખરૂં, પણ 'જુઠું ન બોલવું, ચોરી ન કરવી અને તેવું કર્યાથી પાપ લાગે, આવાં શુષ્ક વાક્યોથી અથવા જેમાં એવો સાર નીકળે એવી જોડી કાઢેલી વાતોથી સામાન્ય ધર્મનું સંપૂર્ણ જ્ઞાન થવાનો સંભવ નથી. હાલની કેળવણીને હાલારમાં ગરીબ વર્ગના લોકો સંક્રાતના તહેવારને દિવસ સાત ધાન્યનો ખીચડો બનાવે છે, તેની ઉપમા આપીએ તો આપી શકાય. આ ખીચડામાં જાર, બાજરો, મગ વગેરે સાત ધાન્યના મોટા જથામાં મૂંઠીએક કળથી (એક જાતનું કઠોળ) દેખાતી પણ નથી. તેમ હાલની ખીચડા રૂપી કેળવણીમાં

નીતિની કેળવણી ઘણી થોડી છે. લખનાર પોતાના અનુભવથી કહે છે કે ચાલતાં ધોરણોની ચોપડીઓમાં જે નીતિના પાઠ છે, તે પણ સંપૂર્ણ રીતે શીખવાતા હોય, અથવા છોકરાંઓને તેવા પાઠનો સંપૂર્ણ રીતે સંસ્કાર થતો હોય એમ જણાતું નથી; અને તેમાં શિક્ષક વર્ગનો બહુ દોષ કાઢી શકાતો નથી. કેમકે ધોરણો બહુ બોજા રૂપ થયાં અને 'પાસ' થવાનો આધાર પોપટીઆ જ્ઞાન ઉપર એટલે સાર અને સદ્‌ગુણના પાઠ કરતાં ઐતિહાસિક બીના ઉપર વધારે આધાર રાખે છે. પરીક્ષાનું આવું વલણ અને ધોરણ જોવામાં આવે છે, તેથી શિક્ષકો તેને અનુસરીનેજ ગોખી મારવાનું યંત્ર ચાલતું કરાવે છે અને ઘણા વિષયોના દબાણથી દબાએલા વિદ્યાર્થીઓને એ યંત્રમાં જોડાવું પડે છે, તેથી તેમને ખરેખરૂં જ્ઞાન મળી શકતું નથી. તેથી કહેવા દો કે નિશાળોમાં સામાન્ય નીતિ અને ધર્મ સંબંધી બહુ થોડું શીખવાય છે. આથી ધર્મ અને નીતિની કેળવણીને નામે મીંડું દેવાયું એમ કહીએ તો ખોટું નથી. નિશાળોમાં નીતિની કેળવણીનો એક વિષયજ જુદો નાખવો જોઈએ અને તેને માટે ખાસ જુદી ચોપડીઓ અને પાઠ નીમી આપવા જોઇએ. વળી નીતિની કેળવણી પરભાષા અને પરધર્મના લોકોએ રચેલાં પુસ્તકો દ્વારા આપવા કરતાં સ્વભાષાનાં અને સ્વધર્મનાં પુસ્તકોદ્વારા અપાય તે વધારે ફાયદો કરતા છે. પરધર્મનાં પુસ્તકો કરતાં સ્વધર્મ અને સ્વદેશનાં પુસ્તકોપર માણસોને સ્વાભાવિકપણેજ કાંઇક વિશેષ પ્રેમભાવ હોય છે. નેપોલિયનના પરાક્રમના વર્ણનમાં જેવો ને જેટલો રસ ઉપજશે તેના કરતાં રાણા પ્રતાપ અથવા પૃથ્વીરાજની વાતો સાંભળવામાં દેશી લોકો વિશેષ વહાલ જણાવે છે. સ્વદેશી શૂરવીરોનાં પરાક્રમ અથવા તેમના સદ્‌ગુણો સાંભળવામાં સ્વદેશીઓને કાંઇક જુદોજ ભાવ અને રસ ઉત્પન્ન થાય છે. એ સ્વદેશાભિમાનનો સ્વાભાવિક અંકુર છે અને સ્વતા અને પરતાનો ભેદ બતાવી આપે છે. આ ઉપરથી એમ ખાત્રી થાય છે કે સ્વદેશના ઈતિહાસો દ્વારાએ તેમને નીતિના પાઠો આપવાથી વિશેષ લાભ છે. વળી લોકોનું એમ પણ ધારવું છે કે પશ્ચિમના લોકોના ઇતિહાસો નીતિ અથવા સદ્‌ગુણના પાઠો કરતાં બીના એટલે બનાવોના પાઠોથી વિશેષ ભરપૂર છે, એથી ઉલટું આર્ય લોકોના ઈતિહાસ બનાવોની સાથે અનેક નીતિ રીતિની વાર્તાઓથી શણગારેલા હોય છે. નાનાં બાળકોને રમુજની સાથ

નીતિનો સંસ્કાર સંસ્કૃત પંચતંત્રથી જેવો મળે, અને મોટી ઉમરના વિદ્યાર્થીને **ગીતા** અથવા કહો કે **ભારત** રૂપી જ્ઞાનસાગરમાંથી જેવાં સદ્ગુણ રૂપી રત્નો પ્રાપ્ત થાય, તેવા સદગુણ બીજા કયા ધર્મના લોકોના ઈતિહાસમાંથી પ્રાપ્ત થવાના છે?

જ્યારે આર્ય લોકોનાં જુનાં પુસ્તકો નીતિના પાઠને માટે વધારે પસંદ કરવા લાયક છે, અને આર્ય લોકોને એ પુસ્તકો દ્વારા જ્ઞાન મળે તેમાંજ તેમનું હિત રહેલું છે, અને તેજ તેમનું ઇચ્છિત છે, ત્યારે તેવાં જ્ઞાનથી ભરપૂર પુસ્તકોને છેક વિસારી દેવામાં આવ્યાં છે. નિશાળોમાં સામાન્ય ધર્મના પાઠ આપવા, અને કોઇના વિશેષ ધર્મ સંબંધી કાંઇપણ બોલવું નહિ, એ હાલની કેળવણીનો હેતુ છે, તે ઠીક છે, પણ કદાચને આર્ય લોકોનાં ઐતિહાસિક પુસ્તકોનું દોહન કરીને તે ચલાવવામાં આવે તો તેથી કોઇના ધર્મને અડચણ નથી. દાખલા તરીકે **મહાભારત** જેવું પુસ્તક જેમાંથી આર્ય-ધર્મ-કર્મ-નીતિ અને સંસાર વ્યવહારનું સંપૂર્ણ જ્ઞાન મળે છે, તેને તમામ આર્ય લોકો એટલે હિંદુ લોકો તો માને છે, પારસી લોકો પણ તેને પસંદ કરેજ, અને જુજ મુસલમાન વિદ્યાર્થીઓને પણ આ જ્ઞાનસાગરમાંથી સાર લેવાનુંજ મળે, અને તેમના કોઇના ધર્મને એથી હાની પહોંચે એમ કહી શકાતું નથી. તેમ છતાં એમ કરવું અનુકુળ ન આવે તો જેમ અંગ્રેજી ઉંચાં ધોરણોમાં બીજી ભાષા (Second Language) તરીકે જુદી જુદી ભાષા પસંદ કરવામાં આવે છે, અને તેને માટે જુદા જુદા શિક્ષકો હોય છે, તેમ ધર્મની કેળવણીને માટે પણ ખાસ એક જુદોજ શિક્ષક જોઈએ. ધોરણોના બીજા વિષયોનો બોજો ઓછો કરી ધર્મની કેળવણીને માટે દરરોજ કલાક બે કલાક કાઢવા જોઇએ. આર્ય લોકોના હિતને માટે આમ કરવાની જરૂર છે, તે સરકારથી ન બને તો પછી દેશી લોકોએ તેને માટે જુદી ગોઠવણ કરવી જોઇએ, અને બધી બાબતો પહેલાં ધર્મની કેળવણીને માટે વધારે ધ્યાન આપવું જોઈએ.

પણ આ વાતની કોને પીડા છે? સ્વધર્મની કેળવણી વિનાજ આપણે આપણો ધર્મ ખોયો, સદાચાર ખોયો, નીતિ ખોઈ, સ્વાભિમાન ખોયું અને ટુંકામાં સર્વસ્વ ખોયું! એક જીતાયેલી પ્રજા તરીકે હવે તો બીજાથી દોરાવાનું રહ્યું, બીજાના દોર ઉપર નચાવે તેમ નાચવું રહ્યું! સ્વધર્મની કેળવ-

ણીના અભાવે આપણે આપણો ધર્મ શું છે તે અને તેનું શું ફળ છે તે જાણતા નથી, એટલુંજ નહિ પણ તે જાણવાને ઉત્સાહ પણ ધરાવતા નથી અને સ્વદેશાભિમાનનું ભાન પણ રહ્યું નથી, એ થોડા ખેદની વાત નથી! જે આર્યધર્મની પ્રૌઢતાને પશ્ચિમના વિદ્વાનો વખાણે છે, તેને આપણે પોતેજ ઓળખતા નથી! બીજા લોકો આપણા ધર્મનું રહસ્ય જાણતા થયા અને તેમાંથી સારસાર ખેંચવા લાગ્યા ત્યારે આપણે આપણુંજ ભૂલવા મંડયા એ કેવું હાસ્ય કરાવવા જેવું થયું છે!

સ્વધર્મનું અભિમાન નહિ હોવાથી સેંકડો હિંદુઓ પરધર્મમાં ગયા છે અને જાય છે, અને સંખ્યાબંધ હિંદુઓ પોતાની નાત, જાત અને સ્વધર્મનું અભિમાન મૂકી નાસ્તિક વિચારના અને આર્યલોકોના ઉત્તમ આચારવિચાર રહીત થઈ ગયા છે, તે વાત ક્યાં કોઇથી અજાણી છે? આપણી આર્ય લોકોની આર્ય સ્થિતિનો આ કેવો વિપરીત ફેરફાર! એક ઊંચ વર્ણના જુવાન ગ્રાજ્યુએટને પૂછીએ કે ભાઇ તમારો ધર્મ શો અને તમારા ધર્મનું કેવું બંધારણ છે, તો તેવા વિદ્વાન તરફથી પણ ધર્મની બાબતમાં સંતોષકારક જવાબ મળવાની આશા રખાય નહિ, તો પછી સાધારણ કેળવણી પામેલાઓને માટે તો પૂછવુંજ શું? આચાર વિચારની બાબતમાં તેમનો એટલોજ જવાબ મળશે કે 'સાબુ ચોળીને એકવાર ઊને પાણીએ નહાવું અને સ્વચ્છ કપડાં પહેરવાં એટલે સ્વચ્છતા રાખવી એજ આચાર વિચાર, વળી બીજો આચાર વિચાર શો?' ધર્મ વિનાનું ખાલી અંતઃકરણ જે બોધ પ્રથમ મળે તેને પ્રથમ જગા આપે એવો નિયમ છે. સ્વધર્મની અજ્ઞાનતાને લીધે પરધર્મ ઉપર સહજ પ્રીતિ થાય એ સ્વાભાવિક છે. પણ પ્રથમથીજ સ્વધર્મનાં મૂળતત્વોનો સંસ્કાર થયો હોય, તો પછી પરધર્મપર થોડી પ્રીતિ બંધાય. સ્વધર્મનું રહસ્ય અને તેનું નિર્દોષપણું નહિ જાણવાથીજ અને પરધર્મી લોકોના પ્રયાસથી હલકા વર્ગના ઘણા હિંદુઓ અને થોડા ઊંચ વર્ણના હિંદુઓ પણ પરધર્મમાં સુખ સમજીને અથવા સુખ મળવાની કેટલીક નીચ લાલચો મળવાથી પરધર્મ ગ્રહણ કરેછે. પણ પાછળથી તેમાંનું તેમને કેટલું સુખ મળે છે, તે તો વટલીને પરધર્મમાં ગએલા (કોનવર્ટ)ને પૂછીએ ત્યારે ખાત્રી થાય છે. ઘણાને પશ્ચાતાપ કરતાં જોયા છે. આ બધું સ્વધર્મની કેળવણીના અભાવે અને ધર્મજ્ઞાનની

અજ્ઞાનતાને લીધેજ થાય છે.

હાલમાં તો બાળક સાત આઠ વર્ષનું થાય–અરે પાંચ વર્ષની ઉમરમાંથીજ—તેને મા, બા, ભૂપાની નિશાળની કેળવણી શરૂ થાય છે, તે આખી પૃથ્વીની ભૂગોળ અને ઇતિહાસ ગોખી જાય છે. 'મેટ્રીક્યુલેશન' માટે તૈયારી કરનાર વિદ્યાર્થી ઇંગ્લાંડના જોન રાજાનો ઇતિહાસ સવિસ્તર બોલી જશે, પણ તેને ગુજરાતના બહાદુર રાજા જયશિખરિ અને તેના સંબંધમાં તેની રાણી રૂપસુંદરી, તથા તેના શાળા શૂરવીર શૂરપાળ અને સતીઓને શરમાવે એવી તેની પતિવ્રતા સ્ત્રી ગુણસુંદરી વિષેનો ઈતિહાસ અને નીતિનિયમને જણાવવાવાળો ઉપયોગનો હેવાલ પૂછીશું તો તેમાંનું થોડુંજ કહી શકશે. વેલિંગ્ટનનાં પરાક્રમ અને તેનું જન્મ ચરિત્ર આખું મુખપાઠે પઢી જશે, પણ તેને મેવાડના પરાક્રમી રાણા પ્રતાપની વાત પૂછીએ તો તેની તેને પૂરી ઓળખાણ પણ નહિ હોય! શું વેલિંગ્ટન કરતાં પ્રતાપ ઓછો પરાક્રમી હતો? શું વેલિંગ્ટન કરતાં પ્રતાપનો પ્રતાપ, ઔદાર્ય, ઉત્સાહ, દયા, ક્ષમા, આદિ ઉત્તમ ગુણો ઓછા હતા? નહીંજ. રાણા પ્રતાપનું જન્મ ચરિત્ર કઠણ હૃદયના વાંચનારનું કાળજું સાર્દ્ર કરે છે, અને તેનો ઇતિહાસ વાંચનારના અંતરમાં સ્વદેશાભિમાન અને સ્વધર્માભિમાનનો અંકુર ઉત્પન્ન કરે છે. પણ સ્વદેશાભિમાનની કોને પડી છે! સૌ સૌનાં ગીતડ ગગડાવે! પ્રતાપનું જન્મ ચરિત્ર નિશાળોમાં વાંચવાથી ઉગતી વયનાં બાળકોના અંતઃકરણમાં વખતે સ્વાભિમાન પ્રગટ થાય તે શું કામનું? મેવાડના રાણાઓનાં જન્મ ચરિત્ર જે શૌર્ય, સ્વતંત્રતા, સત્યતા અને સ્વદેશ સેવાને માટે સ્વાર્પણ, ઇત્યાદિ ઉત્તમ ગુણોથી ભરપૂર છે, તેવાં જન્મ ચરિત્રો નિશાળોમાં ચાલતી ઇતિહાસની ચોપડીઓમાં ભાગ્યેજ જોવામાં આવે છે. ગુજરાતી હલકાં ધોરણથી છોકરાઓને સૌરાષ્ટ્રના રાજાઓની વંશાવળી (કયીસાલથી કયી સાલ સુધી રાજ્ય કર્યું અને કયી કયી લઢાઈઓ થઇ) શીખવવાનું શરૂ થાય છે, અને ત્યાર પછી તરતજ મુસલમાની રાજ્ય અને યુરોપના લોકોનો ઇતિહાસ શરૂ થાય છે. તેમાં મુસલમાની રાજ્યનો જુલમ અને યુરોપીઅન લોકોનાં પરાક્રમની વાતો સિવાય બીજું થોડુંજ શીખવવામાં આવેછે. હાલના વડા વિદ્યાર્થીને પૂછીએ કે **હેસ્ટિંગ્સ** અને **વાટરલુ** ક્યાં આવ્યાં, તો તરત કહી દેશે, પણ પાણીપત કે થાનેશ્વરનાં ચોકસસ્થાન બ-

તાવી શકશે નહિ; ઇંગ્લાંડની રાણી મેરી અને ઇલિઝાબેથના રાજ્યના ઇતિહાસનું સવિસ્તર વર્ણન કરી જશે, પણ દેવી તારાબાઈ અને વીરાંગના કર્મ દેવીની કથા પૂછીએ તો તેની ઓળખાણ પણ આપી શકશે નહિ. ઇંગ્લાંડના યાર્ક અને લાંકાશીયરના કુળની વંશાવળી અને કલહનું વર્ણન કરી શકશે પણ પાંડવ કૌરવની અપૂર્વ કથાનું અજ્ઞાન બતાવશે. ઇંગ્લાંડની 'સિવિલવોર'નો સાર સહેલથી સમજાવશે, પણ મહાભારતના ધર્મ યુધ્ધનું વર્ણન કરતાં વિચાર કરવો પડશે. પરમુલકનો પુરાણો ઇતિહાસ—ઈલિયડની લડાઇનો સાર સવિસ્તર સમજાવી શકશે, પણ રામાયણનો રસિક અને બોધદાયક સાર સમજાવતાં શરમાવું પડશે; શેક્સપીયર અને મિલ્ટનનાં જન્મ વૃતાંત અને તેમનાં રચેલાં કાવ્યો કડકડાટ મોઢે બોલી જશે, પણ કવિરાજ કાળીદાસ અને વિશ્વવિખ્યાત વેદ વ્યાસે કયાં કયાં પુસ્તકો બનાવ્યાં તે પણ કહી શકશે નહિ !! આમાં વિદ્યાર્થીનો દોષ કાઢવાનો નથી. ઉપર બતાવ્યા પ્રમાણે નાનપણથીજ સરકારી ધોરણો પ્રમાણે અભ્યાસ શરૂ થાય અને ત્રીશ વરસની ઉમરે પહોંચતાં સુધી તેમાં રોકાય, એટલે તેનાથી સ્વધર્મનો વિચાર કરવાનું બનતું નથી, અને પછી અંગ્રેજી કેળવણીથી જડ થએલ અંતઃકરણમાં ધર્મના વિચારો શી રીતે ઉતરે? નાનપણથીજ નાસ્તિક વિચારો ઠસાય તો પછી આસ્તિક વિચારો આવી શકે નહિ. પશ્ચિમની પ્રજાઓનાં પ્રવૃતિ માર્ગે પ્રવર્તાવનારાં પુસ્તકો, જેમાં સદ્ગુણ શીખવા જેવી વાતો કરતાં ઇતિહાસની બીના વિશેષ હોય છે, તેથી ( પુસ્તકો ) કુમળી વયનાં બાળકોના મનપર આધુનિક કેળવણીનો આબેહુબ આભાસ પડે એમાં નવાઇ નથી. એક હજાર વર્ષ પહેલાંના ઇગ્લાંડના લોકોની રીતભાત અને હાલતથી કોણ અજાણ્યું છે? કોણ નથી જાણતું કે જ્યારે તેઓ જંગલી હાલતમાં ચામડાં ઓઢીને તથા શરીર રંગીને રાનોમાં રખડતા હતા ત્યારે આપણી જાહોજલાલીનાં દેશેદેશ ગીત ગવાતાં હતાં? આવો વિદ્યા હુન્નર અને નીતિમાં પુરાણા કાળથીજ પ્રસિદ્ધ પામેલ આપણો ભરતખંડ પરલોકને પમાડનાર ધર્મશાસ્ત્રનાં અને સદ્ગુણી અને પવિત્ર પુરૂષોનાં પરાક્રમ અને જન્મ ચરિત્રોથી ચીતરેલાં ઇતિહાસનાં પુસ્તકોને માટે પ્રાચીન કાળથીજ પૃથ્વીમાં પ્રખ્યાત છે, તે કોનાથી અજાણ્યું છે ? ભરતખંડનું ભવ્ય ભારત અને ગુણજ્ઞાનથી ગુંથેલી

ગીતા જેવાં પુસ્તકો બીજા કયા દેશના ઈતિહાસમાં મળવાનાં છે? પણ અફસોસ છે કે તે પુસ્તકોનો સરકાર દરબારમાં કોઈ ભાવ પૂછતું નથી! ગ્રીક ભાષામાં રચેલ અને અંગ્રેજીમાં તરજુમો થએલ ઇલિયડનું પુસ્તક નિશાળોમાં ચાલે ત્યારે ઊંચા ધોરણોમાં મહાભારત જેવાં ઇતિહાસનાં પુસ્તકો કાં ન ચલાવવામાં આવે એ સમજાતું નથી.

વળી કેળવણીનાં ચાલતાં ધોરણો સંબંધી પોકાર છે, તે પણ વિવેચનીય છે, અને આપણું પ્રાચીન બંધારણ વધારે લાભકારક હતું તે સમજવા જેવું છે.

આધિ એટલે મનમાં ઉત્પન્ન થતી અનેક પ્રકારની ફિકર અને વ્યાધિ એટલે આહાર વિહારના ફેરફારથી શરીરમાં ઉત્પન્ન થતા જ્વરાદિ રોગો એ બંને મનુષ્યોને જીંદગીમાં દુઃખકારક છે, એમ પ્રસિદ્ધ રૂપે જણાય છે. તેની નિવૃતિના ઉપાયોના વિચાર કરતાં કરતાં મહાત્માઓની જીભાનોથી લાખો ગ્રંથ ગુંથાયા છે. તે ગ્રંથોની અજમાએશ કરતાં એમ ધારવામાં આવે છે કે તેમાં લખેલા પ્રસંગોનું દેશ, કાળ અને અવસ્થાનો વિચાર કરી સંયોજન કરવામાં આવે તો તે પ્રસંગો ઉપર લખેલા આધિ તથા વ્યાધિની નિવૃત્તિનાં કારણ થઇ પડે છે. એવો વ્યવહાર જગત્‌માં અનાદિ કાળથી ચાલ્યો આવે છે, તેથી એમ સિદ્ધ થાય છે કે આધિ–વ્યાધિને ઉત્પન્ન કરનાર અયોગ્ય આહાર વિહારના ત્યાગમાં તત્પર રહેવું.

ઉપર પ્રમાણે 'આધિ' શબ્દનો લક્ષણાનુસાર અર્થ 'મનોવ્યથા' એવો થાય છે. હવે તે મનોવ્યથા જનક વ્યવહારોના વિદ્યાભ્યાસ પણ તેના પેટાના વ્યવહારમાં ગણીએ તો ગણી શકાય છે. કારણ કે પ્રથમ જેણે વિદ્યાભ્યાસનો પ્રારંભ કર્યો હોય તેને તે ઉપર પ્રીતિ ન છતાં માબાપ અથવા ભણાવનારના બળાત્કારથી તેમાં પ્રવૃતિ કરવી પડે છે, અને પછી તે તે વિદ્યામાં શીખવાની બાબતોનું ચિંતન તથા સ્મરણનો શ્રમ, વિસારણથી ઉપજતો ખેદ અને નાપાસ થયાનું દુઃખ, ઈત્યાદિ અનેક મનોવ્યથા ઉત્પન્ન થાય છે, એમ પ્રત્યક્ષ દેખાય છે. તેથી જગત્‌માં એવી કહેવત ચાલે છે કે સર્વે મનુષ્યોને અધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવ એવા ત્રણ પ્રકારના તાપ પીડે છે, અને વિદ્યાભ્યાસ કરનારને ભણવું, યાદ કરવું તથા ભણેલું ન ભૂલવું તેની ચિંતા, એ ત્રણ જાતના તાપ અધિક થવાથી છ

તાપ થાય છે. હવે શાસ્ત્રમાં એમ લખ્યું છે કે સકામ તપસ્વી લોક તપ કરતી વખત અતી કૃષતાને પામે છે, પણ જ્યારે તેનું મનોવાંછિત ફળ મળે છે ત્યારે એકદમ પુષ્ટ થઇ જાય છે. તેમ કદિ એક પુરૂષે એકજ વિદ્યાનો એટલે એકજ બાબતનો સંપૂર્ણ અભ્યાસ કરવો એવો પ્રબંધ બંધાય તો તે વિષયનો દશ બાર વર્ષે તે સંપૂર્ણ રીતે અભ્યાસ થવાથી તેના તત્વનું જ્ઞાન થવા વખતે પ્રથમ કાળમાં આધિકૃત જીંદગીનું જોખમ દૂર થાય એમ જણાય છે. જે વિષય પોતાના જાણવામાં સંપૂર્ણ નથી તે વિષે અભ્યાસીને વખતો વખત મનમાં ખેદ થયા કરે છે, એ અનુભવ સિદ્ધ વાત છે; અને અનેક વિષયો ડોળવાથી ખરેખર રીતે એક પણ બાબતની પૂર્ણતાને પહોંચી શકાતું નથી, તેથી આધિકૃત દુઃખ સદાને માટે અભ્યાસીના મનમાં ઘર કરીને રહે છે, તેથી તેની જીંદગાની ઉલટી દુઃખ રૂપ થાય છે, ત્યારે પછી તે જગતનું કલ્યાણ કરવાને તો શક્તિવાન થઇ શકે શી રીતે ?

હાલની કેળવણીની પદ્ધતિ પ્રમાણે ઘણા વિષયો ડોળવાથી શરીરની શક્તિ, બુદ્ધિની શક્તિ અને આયુષ્ય કમી થયા છતાં પણ વિદ્વાન થઇને તો થોડાજ નીકળે છે. આપણા ઋષિઓ એક એક વિષયનું પરિપૂર્ણ જ્ઞાન મેળવતા હતા તેથી તે તે વિષયમાં પારંગત હોવાથી તેઓને પોતાની જીંદગી સુખ રૂપ થઇ પડતી હતી અને તેઓ જગતનું કલ્યાણ કરવાને શક્તિમાન્ હતા. હાલમાં છ વરસનું બાળક ગુજરાતી અભ્યાસ કરવા માંડે અને તેનું સાધારણ જ્ઞાન મેળવતાં ઓછામાં ઓછાં ચાર વર્ષ લાગે એટલે દશ વર્ષની ઉમરે અંગ્રેજી અભ્યાસમાં દાખલ થાય. મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પસાર થતાં તેને બીજાં આઠ વર્ષો જોઇએ. એટલે અઢાર વીશ વર્ષની ઉમરે મેટ્રીક્યુલેશન સુધી પહોંચે છે. આ બાર કે પંદર વર્ષે તેણે કેટલું જ્ઞાન મેળવ્યું, તે કોઇ પૂછે તો તેનો જવાબ એટલોજ કે ‘ તે મેટ્રીક્યુલેશનમાં’ પસાર થવાથી અગ્રેજી ભાષામાં હજી પ્રવેશ માત્ર કરે છે, અને બીજા વિષયોનાં માત્ર મૂળતત્વો જાણવાને સમર્થ થાય છે, પણ તે તેમાંના કોઇ વિષયનો ખરેખરે જ્ઞાતા થઇ શકતો નથી; આ ઉપરથી એમ સમજાય છે કે હાલનાં ધોરણોથી આટલી લાંબી મુદતમાં અને મોટી ઉમરે પહોંચ્યાં છતાં તેને કોઈ પણ વિષયનો સંપૂર્ણ રીતે સંસ્કાર થતો નથી. આથી ઉલટું પૂર્વે યજ્ઞોપવિત પછી આઠથી અગીયાર વર્ષની ઉમરે અ-

ભ્યાસ શરૂ થઇ વીશ વર્ષની ઉમરે પહોંચતાં એકજ વિષયને ગ્રહણ કરવાથી તે વિષયમાં તે વિદ્યાર્થી વિદ્વાન બનવાને શક્તિમાન્ થતો હતો. ઘણા વિષયો ડોળીને બાર વર્ષે અમુક પરીક્ષામાં પસાર થઇ નીકળેલા વિદ્યાર્થી કરતાં એક વિષયને સપૂર્ણપણે શીખેલો વિદ્યાર્થી પોતાને અને લોકોને વિશેષ ઉપયોગી થઇ પડશે. હાલમાં વિદ્યાર્થી ઉપર શક્તિ ઉપરાંત અભ્યાસનો બોજો આવી પડવાથી અને શક્તિ ઉપરાંત દબાણ થવાથી ઘણાખરા વિદ્યાર્થીઓ તો વિદ્યાભ્યાસમાં ઉલટું દુઃખ માની થોડું ઘણું શીખી છોડી દે છે; અને થોડાએક જેઓ માથાત્રોડ મહેનત કરીને મરણીયા થઇ પોતાની મનશક્તિ અને શરીરની આરોગ્યતાનો ભોગ આપી આગળ વધે છે, તેઓ પોતાના ગોખી મારેલા અભ્યાસથી ઘણા શ્રમ વડે અમુક ધોરણ કે ડીગ્રીમાં પસાર થાય છે, તે વખત કાંતો તેઓ જાણે મનુષ્યમાં ન હોય એવી શરીરની અશક્તિને પહોંચેલ હોય છે, અને તેમ છતાં પણ ખરૂં કહેતાં, તેઓ તે વિષયના ખરેખરા તત્વવેત્તા તો નથીજ હોતા. આપણાં ષટ્શાસ્ત્રોના બનાવનારા તત્વવેત્તાઓની બરોબરી કરી શકે એવા વિદ્વાનો આપણામાં હાલમાં પાકતા હોય એમ જણાતું નથી. આ બધાં ઉપરથી એમ સિદ્ધ થાય છે કે હાલની કેળવણીથી થોડો લાભ છે અને અનુભવી લોકોનું પણ એમજ બોલવું થાય છે. આટલું તો પ્રત્યક્ષ જોઇએ છીએ કે હાલના આગળ વધેલા અભ્યાસીઓમાંના કેટલાક આંખે નબળા થએલા નીકળે છે, તે એટલે સુધી કે આપણા હિંદુસ્તાનના સ્કોલરોએ ઇંગ્લંડના ચશ્માનાં કારખાનાંનો વેપાર વધારી આપ્યો છે; કેટલાક ક્ષયરોગથી પીડાતા અને મરણ પામ્યા સુધાં જોઇએ છીએ; અને કાલેજમાંથી પસાર થઇ નીકળતી વખત બીજા જ્ઞાનની સાથે શરીર સંપત્તિમાં 'શરીરનું અશકતપણું' એ બક્ષીસ મેળવવામાં તો થોડાજ પાછળ પડે છે! આમ થવાથી લોકોમાં ઠામ ઠામ પોકાર થઇ રહ્યો છે કે, હાલની કેળવણીથી લોકો બાયલા અને અશક્ત થાય છે. આ બધી હરકતો અટકાવવા માટે કેળવણીનું ધોરણ એવું રાખવું જોઇએ કે એક એક માણસને એક એક વિષયનું સંપૂર્ણ જ્ઞાન મળે. ખરૂં છે કે એકજ વિષયનું જ્ઞાન હોવાને લીધે બીજા વિષયોની બિલકુલ અજ્ઞાનતા એ પણ નુકસાન કરતા છે; તેને માટે હાલનાં ધોરણો એવાં સરલ રાખવાં જોઈએ કે તેમને હાલ કરતાં અરધી મુદતમાં બધા વિ-

ષયોનું સામાન્ય જ્ઞાન મળે, અને પછી જેમ જેને અનુકુળ પડે તેમ તે તેવો વિષય પસંદ કરીને તે વિષયને માટેજ સ્થાપેલ શાળામાં દાખલ થાય, અને બાકીની વિદ્યાર્થી અવસ્થા તેજ વિષય શીખવામાં ગાળે તો બેશક મોટો લાભ થાય. એકજ વિષયનું જ્ઞાન મેળવવાનું હોવાથી શરીરને અથવા મનને બહુ કષ્ટ આપ્યા વિના તે સહેલથી તે વિષયમાં પારંગત થાય છે.

વળી વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે ચાલવાની જે પ્રાચીન રીત હતી તે ઘણી સારી હતી. તે રીત તૂટવાથી હવે સર્વ લોકોને સર્વ પ્રકારની વિદ્યા શીખવાની તથા ધંધો રોજગાર કરવાની છૂટ મળી છે. જો કે ન્યાયની દૃષ્ટિએ જોતાં સૌ લોકોને સર્વ વિદ્યા અને ધંધા રોજગારનો લાભ લેવાનો સરખો હક્ક છે, તોપણ દેશના હિત તરફ જોતાં અસલની રીત વધારે લાભકારક નીકળી હતી. દેશને નુકસાન એ દેશના રહીશને પણ નુકસાન છે. વિદ્યા એવી ચીજ છે કે તેનું સેવન કરવાથી માણસો શરીરે નબળાં અને સુંવાળાં બને છે (જો કે તેમાં પણ કેટલોક અપવાદ છે) અને તેમનો સ્વભાવ એવો ઘડાય છે કે તેઓ વેપાર કે મજુરીનું કામ કરવામાં પોતાનું અપમાન કે હલકાપણું માને છે, અને તેથી હલકા પગારની નોકરી (જે ખરૂં કહેતાં ગુલામગીરી છે) શોધવી પડે છે, તેથી વિદ્યા ભણવાની એક સ્વતંત્રતા મેળવીને બીજી સ્વતંત્રતા (પોતાનો કુળનો સ્વતંત્ર ધંધો) ખોવી પડે છે અને પરવશ થઇ રહેવું પડે છે, શૌર્યનો નાશ થાય છે, અને સ્વદેશાભિમાન તો ફક્ત મોઢે બોલવાનુંજ રહે છે; આ કાંઇ દેશને થોડો ગેરફાયદો નથી. નિશાળોમાં ભણીને સૌ નોકરી શોધવા માંડે છે, કેમકે તેમને બીજું કશું સૂજતું નથી, તેથી કારીગર વર્ગ કમી થતો જાય છે અને પ્રમાણમાં જેવો હુન્નરોનો શોધ થવો જોઇએ તેવો ન થતાં ઉલટું કારીગરીને ધક્કો પહોંચ્યો છે. પણ જો હુન્નર શીખવવાની શાળાઓ મોટાં મોટાં શહેરોમાં સ્થાપી હોય અને તેમાં તેમને તેજ વિષયોનું જ્ઞાન આપવામાં આવતું હોય તો દેશને કેટલો બધો ફાયદો થાય! કારીગર લોકોએ પોતપોતાની કારીગરીના કામ સંબંધીજ કેળવણી લેવી એ તેમને વધારે ફાયદો કરતા છે, તેને બદલે હમણાં તો નિશાળોની કેળવણી, જેમાં કારીગરી સંબંધી કશું જ્ઞાન મળતું નથી, તેથી તે વર્ગને વાસ્તે તો નકામી કેળવણીમાં લગાડવાથી તેઓ પછી ઉલટાં પોતાનું કારીગરીનું કસબી

કામ કરવાને ના લાયક થાય છે, અને દેશમાંથી કારીગરી ઓછી થવાથી પરદેશી માલની આવક થતાં દેશનો પૈસો પરદેશ તણાઈ જાય છે. ખરૂં કહીએ તો દેશ નિર્ધન થાય છે તેનું મૂળ કારણ હાલની કેળવણીનું પ્રતિકુળ ધોરણ છે. લોકોને કોણ જાણે કેવા પ્રકારની ઘેલછા થઈ છે કે એક વગર ભણેલો કારીગર પણ સારી રીતે કમાતો હોય, છતાં તે પોતાના છોકરાને નિશાળની કેળવણી આપી પોતાના હુન્નર કામને માટે નાલાયક કરી દશ પંદર રૂપરડીના પગારમાં ગુલામી કરતો જોવાને વધારે ચાહે છે, એટલુંજ નહિ પણ ભાઇ તો ભણ્યા એટલે કારીગરીનું સ્વતંત્ર કામ કરતાં તેને શરમ લાગે અને તેવું કામ કરતાં ધોળાં લૂગડાં પહેરવાની મજા માણવાનું ન મળે! આ પ્રમાણે સૌને સરખી રીતે નિશાળનીજ સામાન્ય કેળવણી આપવાથી કારીગરીને કારી ઘા લાગ્યો છે, ખેતીને ક્ષય રોગ થયો છે, વેપારમાં વાટ ઉઠી છે, અને ક્ષત્રીવટની સ્થિતિ ખેદકારક થઇ છે. માટે વધારે ઉત્તમ વાત તો એજ છે કે દરેક ધંધા રોજગારના માણસોને તેજ ધંધાની કેળવણી આપવી અને તેથી તેમની સ્વતંત્રતા ઓછી થાય છે એમ તેઓ કદી સમજશે નહિ. કારીગર વર્ગને બી. એ. એમ. એ. કે એલ. એલ. બી. ની ડીગ્રી મેળવવામાં જે ફાયદો રહેલો છે, તેના કરતાં ઘણી ઓછી મેહેનતે તે હુન્નર કામથી સો ગણો ફાયદો થાય છે.

આ બધી વાતોનો વિચાર પડતો મૂકીને હાલની એક લઢી ગોખણુ વિદ્યા ચલવવાનું પરિણામ એ થયું કે ભણેલ વિદ્યાર્થીઓને નોકરી સિવાય બીજું કાંઇ પણ કામ સુજતું નથી, તેથી 'નોકરી'! 'નોકરી'! કરતા અને પાંચ, દશ કે પંદર રૂપીઆના પગારથી સંતોષ માની પોતાને ગુલામગીરીમાં જોડતા જોઈએ છીએ. પુરૂષ કેળવણીનું આવું પરીણામ જોઈએ છીએ તે કેળવણીની ખામી છે કે પછી તે જમાનાનો (દેશ, કાળ, સ્થિતિનો) મહિમા છે, પણ તેમાં ઘણો સુધારો થવાની જગા છે, તેમ નહિ થાય તો થોડા કાળમાં આ દેશ છેક કંગાળ સ્થિતિને પામશે એવાં ચિન્હ જણાવા લાગ્યાં છે. પુરૂષ કેળવણીમાં સુધારાની જગા છે, તેજ પ્રમાણે સ્ત્રી કેળવણીમાં પણ સુધારો થવાની આવશ્યકતા છે, તે પણ આપણે જોઈએ.

## સ્ત્રી કેળવણી.

પશ્ચિમની પ્રજા દરેક કાર્યમાં સ્ત્રી પુરૂષના સમાન હક ગણે છે, તે-

થી પુરૂષના જેટલાજ હક અને છૂટ સ્ત્રીઓને આપવામાં આવે છે. એજ જાણી જોઇ આપણા સુધારાવાળાઓએ સ્ત્રીઓના સમાન હક અને છૂટને માટે વકીલાત કરી અને સ્ત્રી કેળવણીને ગજાવી મૂકી. તેનું ફળ એ થયું કે આપણાં હાલમાં પત્રોપર ચડી પ્રસિદ્ધ પામેલાં ઋકમાંબાઇની પેઠે પોતાના પતિને પરમેશ્વર તુલ્ય ગણી તેની સાથે પોતાનો સંસાર સુખ રૂપ કરવાને બદલે પોતાના પતિને પજવનારી અને હિંદુ ઘર સંસારને એબ લગાડે એવી છૂટા છેડાની માગનારી ઘણી સ્ત્રીઓ ભણીનેજ થઈ એ કેવું વિપરીત!

કેટલીક બાબતોમાં સ્ત્રી પુરૂષોના સમાન હક છે, પણ સ્ત્રીઓની સ્થિતિ, શરીર રચના, અને સ્વાભાવિક બળ તથા શક્તિ ઉપર વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે કે સ્ત્રી બધી બાબતમાં પુરૂષની બરોબરી કરી શકે એમ બનેજ નહિ, અને તેથીજ સ્ત્રીને યોગ્ય છૂટ આપવા તથા તેમને યોગ્ય કામ સોંપવા આપણા શાસ્ત્રકારો પોકારીને કહે છે. સ્ત્રી જાતથી નોકરી થઇ શકેજ નહિ. જેને નોકર ચાકર તથા પૈસા આદિ પૂરતાં સાધનો હોય છે તેમને કદિ પુરૂષોની પેઠે નોકરી કરવા જવામાં બહુ અડચણ નહિ નડે, પણ સાધારણ લોકો કે જેની સંખ્યા સંસારમાં બહુ મોટી છે, તેમની સ્ત્રીઓને પુરૂષની પેઠે નોકરી કરવાનું કામ ઘણું મુશ્કેલ અને અડચણ કારક માલમ પડશે.

બાળકનું રક્ષણ અને પાલણપોષણ કરવાનો ભાર ઇશ્વર તરફથી સ્ત્રીને મળેલો છે, તેટલા માટેજ માના સ્તનમાં પોતાનાં બાળકના પોષણ માટે ધાવણ તૈયાર કર્યું છે. તેમ છતાં હાલના શ્રીમંત લોકો પોતાની સ્ત્રીઓનું શરીર બગડી જાય કે કરમાઇ જાય એવી બીકથી કે ઘેલછાથી *ધાવ રાખે છે, અને બાળકને તે ધાવના સ્વાધીનમાં સોંપે છે. માનો પોતાના બાળકપર જેવો સ્વાભાવિક પ્રેમ હોય તેવો પ્યાર રાખેલી ધાવને આવેજ નહિ. ઇંગ્લંડમાં ગરીબ વર્ગની સ્ત્રીઓ ધંધો કરવા જાય છે, તેમનાં છોકરાંની હાલત બહુ દુ:ખદાયક સંભળાય છે. સ્ત્રીઓ કામપર જાય અને પછવાડે પોતાનાં બાળક પડોશીને અથવા કોઇ ડોશીને સોંપી જાય છે. બાળકને મા-

* વૈદકશાસ્ત્રના મત પ્રમાણે સ્ત્રીઓ પોતાનાં બાળકને ધવડાવે તેથી તેમનાં શરીર નબળાં થઇ જાય માટે ધાવ રાખવામાં આવે છે.

ટે દૂધ અથવા દૂધના પૈસા પેલી ડોશીને આપી જાય છે, તેનો ગેર ઉપયોગ થાય છે, એટલે આપેલા પૈસાનું પૂરૂં દૂધ લઇ પાય નહિ અથવા દૂધમાં પાણી ભેળવી પાય અને વધેલા પૈસા ગજવામાં મુકે. આથી તે લોકોને એક જાતનો ધંધો થાય છે, અને બિચારાં પરાધીન પડેલાં બાળક દુ-ખી થઇ દુનિયામાંથી દૂર થાય છે. ઇંગ્લંડમાં આવા ઘણા દાખલા બને છે. આપણે અહિં થોડી ગરીબ સ્ત્રીઓ મજુરી કરવા જાય છે, પણ બાળકને પોતાના ઘરનીજ બીજી સગી સ્ત્રીને સોંપી જાય છે, તેથી બાળકની ઉપર પ્રમાણે વલે થતી નથી. હિંદુઓમાં બાળકની મા એજ તેની ધાવ, દાઇ તથા દાસી યાને સર્વ રીતે પોષણ કરનારીછે. પણ અંગ્રેજ લોકોનું અનુકરણ કરી જે કેળવાએલા લોકો બાળકોને પારકા હાથમાં સોંપી દુ:ખી કરે છે, તેમની કેળવણીમાં ધૂળ પડી! વળી સરાસરી ત્રણ ત્રણ વર્ષે સ્ત્રી ગર્ભ ધારણ કરે છે અને નિયમિતપણે મહિને મહિને ઋતુસ્રાવ થાય છે, તેનાં અસહ્ય દુ:ખો સહન કરવાં, અને તેની સાથે એકથી પાંચ સાત કે દશ બાળકોનું પોષણ કરવું; આ બધા કામમાં અડચણ વેઠીને સ્ત્રીથી નોકરી કરવા જવાનું બનેજ કેમ? આથી સમજાયછે કે પુરૂષનાં જેવાં કામ કરવાને પરમેશ્વરે સ્ત્રીને લાયક કરી નથી, ત્યારે પછી સ્ત્રીને બધા કામમાં પુરૂષની પાયરીએ મૂકવી, એટલે એક અબળાને સબળ પુરૂષનું કામ સોંપવું એ કેવું ભય ભરેલું છે! જ્યારે સ્ત્રી નોકરી કરવાને કે ધન પ્રાપ્તિ માટે ધંધો કરવાને અશક્ત છે, ત્યારે તેને તેવાં સાધનો મેળવવા માટે ફોકટ શ્રમ આપવાની જરૂર નથી, એટલે તેને પુરૂષના જેવી ને જેટલીજ કેળવણી આપવી એમ કાંઇ અવશ્ય કરીને જરૂરનું નથી. સ્ત્રી જાતિને મુખ્ય કરીને નીતિની કેળવણી, ગૃહ કાર્યનાં નિયમો, બચ્ચાં ઉછેરવાનું જ્ઞાન અને પત્ની તથા માતા તરીકેની ફરજ અને ઘરનો કારભાર ચલાવવાની આવડત, એટલું જાણવાની જરૂર છે. તે પૂર્ણપણે જાણ્યા પછી સ્ત્રીને વિશેષ જ્ઞાન આપવાને અડચણ નથી, તેમ ન આપવાથી નુકશાન પણ નથી. ધર્મ અને નીતિની કેળવણી આપ્યા પછી સ્ત્રીના હાથમાં બીજું હરકોઇ પુસ્તક સહીસલામતપણે આપી શકાય. પણ હાલની પદ્ધતિ પ્રમાણે અપાતી કેળવણીમાં ધર્મ અને નીતિના પાઠ થોડાજ અપાય છે તેથી તેમાં કેળવાએલી સ્ત્રીઓના હાથમાં વિષય-વારતાનાં અને નાટક ચેટકનાં પુસ્તકો નિર્ભયપણે આપી શકાય નહિ.

સ્ત્રીઓને કેળવણી અને બહુ છૂટ મળવાથી તેઓ અયોગ્ય સ્વતંત્રતા માગવાને શીખી, અને બહાર પડી અને સ્ત્રીજીત પુરૂષોએ એવી અઘટીત માગણી કબુલ પણ રાખી. આનું પરિણામ એવું થયું કે સ્ત્રીઓ હદ ઉપરાંત છૂટ લેવા લાગી અને સ્વચ્છંદી વર્ત્તણુકવાળી થઈ. મૂળમાં સ્ત્રીઓ પોતાની અધુરી કેળવણીને લીધે પોતાનું કર્ત્તવ્ય ન સમજતી હોય અને તેમના પતિઓ જેઓ પોતાની સ્ત્રીઓને પોતા–સમાન હક આપવા બહાર પડે છે તેઓ સ્વતંત્રતાનો પૂરો અર્થ પણ સમજતા ન હોય ત્યાં કેળવણી અને તેથી મેળવેલી છૂટથી શું સારૂં પરિણામ આવે ?

પુરૂષ કરતાં સ્ત્રીને થોડી સ્વતંત્રતા આપવાનું એવું પણ કારણ છે કે પુરૂષ સાત્વિક વીર્યથી ઉત્પન્ન થાય છે, તેથી તે કદાપિ સ્વતંત્રપણે વર્તે તો પણ તેનામાં વિકાર કે સ્વચ્છંદીપણું આવવાનો થોડો ભય છે; પણ સ્ત્રી રક્ત ( આર્ત્તવ અથવા રજ ) છે, તેથી તેમાં રાજસી પ્રકૃતિનાં વિશેષ પરમાણું બંધાણાં છે, માટે સ્વતંત્રતાનો ગેરઉપયોગ કરવા તરફ સ્ત્રીનું વલણ તરત થાય છે. આજની સ્ત્રી કેળવણી ઘણી અકારી થઇ પડી છે. નિશાળોમાં અપાતી કેળવણીથી સ્ત્રીઓને છોકરાઓની પેઠેજ ગણિત, ભૂગોળ, ઈતિહાસ સિવાય કાંઇ સ્ત્રીજાતિને ઉપયોગનું શીખવવામાં આવતું હોય તો તે માત્ર ભરત કામ છે. પણ પતિવ્રતા ધર્મ તે શું, તેમાં તેઓ થોડુંજ સમજે છે. જે પતિની સાથે તેણીને પોતાનો જન્મારો કાઢવાનો છે, તે પતિની સાથે તથા પતિનાં સગાં સંબંધી સાથે કેવી રીતે વર્તવું તે સંબંધી વિશેષ જ્ઞાન હાલની કેળવણીથી મળતું હોય એમ જણાતું નથી. હાલનું ક્યું જોડું **સત્યવાન** અને **સાવિત્રી** નીવડ્યું? આજ કયાં દંપતી **અનસૂયા** અને અત્રિ છે? અરે! એ સતીઓનો વખત ગયો! આજ સીતા જેવી સતી કયા રાજાના મહેલને શોભાવે છે? કળીયુગની સ્ત્રીઓ ભણીને ઉલટી વધારે કુપાત્ર અને કપટી બને છે, એવો જે પોકાર ઉઠયો છે, ત્યાં અસત્ય કરતાં સત્ય વધારે હોય એમ સમજાય છે.

સ્ત્રી જાતિએ કેળવણી લેવી તે પોતાની કુચાલથી માબાપોને કલંક ચડાવવા માટે નહિ, પણ સદાચારથી સંસારને શોભાવવા માટે; સ્ત્રીએ ભણીને ખોટા કુતર્કો કરી તોફાની બનવાનું નથી, પણ ભણીને ગંભીર અને ગુણવાન્ થવાનું છે; ભણીને પતિ પજવણીમાં પાવરધા થવાનું નથી પણ પવિત્ર થ-

ઈ પતિની સેવા કરતાં શીખવાનું છે; ભણીને સ્ત્રીજાતિને માથે કલંકનો કાળો ડાઘ લગાડવાનો નથી, પણ સ્ત્રી ધર્મની મહત્તા વધારવાની છે; પોતાનાં બાળકોને બગાડવા માટે ભણવાનું નથી, પણ પોતે સુધરી પોતાનાં બાળકોને સુધારવાં એ ભણેલ સ્ત્રીનું કામ છે; ભણવું તે કજીઆ, કંકાસ કરી સંસારને ખારો ઝેર કરવા માટે નહિ, પણ સુખ દુઃખમાં સમાન રીતે પતિની સાથે ભાગ લઈ સંસાર સુખ રૂપ કરવાનો છે. આ બધાં કર્તવ્યથી હાલની સ્ત્રી કેળવણી કાંઇક જુદુંજ દર્શન દે છે. ઘણીક સ્ત્રીઓ અયોગ્ય છુટ લેવા, પટપટ વાતો કરવા અને હરકોઇ રીતે સ્વતંત્રતા મેળવવામાં મઝા માનવા શીખી. વિનય કે શીઅળ તે શું તેમાં તેઓ ખોટું સમજેછે.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે લખનાર સ્ત્રી કેળવણીની વિરૂદ્ધ છે, કે સ્ત્રી જાતિનો શત્રુ છે. પણ જ્યારે કેળવણીનું પરિણામ જોઇએ એવું ન આવે ત્યારે તેમાં કાંઇક ખામી હોવી જોઇએ.

નિશાળની કેળવણી લેતાં છોકરીની ૧૨–૧૩ વર્ષની ઉમર થાય છે, એટલામાં તેને નિશાળ છોડવી પડે છે, અને તરત સ્ત્રી ધર્મમાં આવવું પડે છે. નિશાળનું પોપટીઊં જ્ઞાન થયા ઉપરાંત તેને ઘર કામકાજનો કે બીજો વ્યવહારિક કામકાજનો અનુભવ બહુજ થોડો હોય છે, અને જે હોય છે તે માત્ર ઘરમાં માબાપ વગેરે તરફથી મળેલો તેજ હોય છે. માટે સાસરે ગયા પછી તેને નવીજ નિશાળમાં દાખલ થવું પડે છે, અને ઘર કામકાજનો અનુભવ લેવો પડે છે. સ્ત્રીએ તમામ કામકાજનો અનુભવ લીધા પછી સાસરે જવું તેમાં તેની શોભા છે, તેને બદલે ઘર કામકાજથી બિન માહિતગાર એક પુતળીની માફક સાસરાના ઘરમાં પ્રવેશ કરે છે. ત્યાં પોતે ભણેલી છતાં તેને ઉલટી સાસરીઆ તરફથી ટોંકણી થાય છે, અને હાંસી થાયછે.

આ ઉપરથી કહેવાની મતલબ એવી નથી કે રસોઇ વગેરે ઘરનું તમામ કામકાજ સ્ત્રીને નિશાળમાં શીખવવું. એ બનવું તો મુશ્કેલ છે. પણ નિશાળમાં તેને થોડોજ વખત રોકી પ્રથમ વાંચવા લખવા જેટલું અને પછી નીતિનું શિક્ષણ આપવું જોઈએ, અને બાકીના વખતમાં તેણે ઘર આગળ રહી ઘરના કામકાજનો અનુભવ લેવો જોઈએ. સ્ત્રીને ભૂગોળ, ઈતિહાસ કે ગણિતનું જ્ઞાન વ્યવહારમાં ઉપયોગનું થાય એટલુંજ આપવાનીજ રૂર છે, વધારે જરૂર નથી. તેઓ મોટી ઉમરે અનુભવ મેળવ્યા પછી પુ-

...દના વખતમાં વધારે શીખી શકે. નિશાળમાં તો તેમને સ્ત્રીના શું શુ ધર્મ છે, પતિના તથા તેના સંબંધીઓ સાથે કેમ વર્ત્તવું, પતિ એજ પોતાનો પરમેશ્વર છે માટે તેને પોતાના ઇશ્વર તુલ્ય ગણી નિર્મળ પ્રીતિથી કેવી રીતે માન આપવું તથા કેવી રીતે સેવા ચાકરી કરવી, છોકરાં કેમ ઉછેરવાં, સાસુ સસરાનું કેવી રીતે સન્માન કરવું, ઘર કામકાજમાં કેવી રીતે સ્વચ્છતા રાખવી તથા ઘરનો વહિવટ કેમ ચલાવવો એ વગેરે બાબતના પાઠ તથા ભરવાનું અને શીવવાનું કામ, એટલુંજ ફક્ત શીખવવું જોઇએ. બાકી વિશેષ જ્ઞાન તે ઘરમાં રહી મેળવી શકે. પણ હાલમાં ચાલતાં ધોરણે છોકરીઓને આખો દિવસ નિશાળમાં ગોંધી રાખવાથી તેમને કાંઈપણ અનુભવ મળતો નથી, અને નિશાળમાં તથા ઘર આગળ જે ખરેખરૂં શીખવાનું છે તે શીખવાનું બનતું નથી, એ મોટું નુકસાન છે.

હાલમાં ચાલતાં ધોરણો પ્રમાણે ચોપડીઓના પાઠ વાંચી જવાથી ધર્મ તથા નીતિ સંબંધી જ્ઞાન મળી શકતું નથી તેથી સ્ત્રીઓ સ્વભાવે ઉદ્ધત બને છે અને ગરીબ સ્થિતિના પતિને તે સ્ત્રી દુઃખ રૂપ નીવડે છે. તેને સારાં સારાં કપડાં પહેરવાં જોઇએ, સારી સારી ચોપડીઓ વાંચવા જોઇએ અને બેસવાને ખુરશી ટેબલ જોઈએ, એટલુંજ નહિ પણ એ ઠાઠમાઠમાં તેને ઘરનું કામકાજ કરવું ગમે નહિ તેથી ચાકર રાખવો જોઇએ, નહિ તો પતિ પાસે અરધો ગોલાપો કરાવી બપોરે રોટલા ખવરાવે અને જો બે ચાર છોકરાં પડયાં હોય તો પછી જોઇ લો તાલ. બધી સ્ત્રીઓ આવી નહિ નીવડતી હોય પણ ઘણે ભાગે આવી મિજાજી, સ્વતંત્ર અને ઉદ્ધત થઇ જાય છે. તેમના કરતાં અભણ અને અક્કલહીન ભોળી સ્ત્રીઓ વધારે પસંદ કરવા યોગ્ય છે. સ્વતંત્રતા તો કેળવણીને અંગે રહેલીજ છે, પણ હદમાં હોય ત્યાં સુધી તે શોભે, પણ જ્યારે અયોગ્ય સ્વતંત્રતા અને છૂટ મેળવે અને જે પતિની આજ્ઞામાં રહેવું જોઇએ તે પતિને ઉલટો પજવે અથવા વળી જો તે ભાઈ સ્ત્રીનું રમકડું થયા હોય તો તેને ઉલટો હુકમ કરવાનો હક મેળવે, એતો આર્ય સ્ત્રી સમાજને માથે મોટો બટો બેસાડવા જેવું છે.

સ્ત્રીની સ્વતંત્રતાની બાબતમાં આપણા શાસ્ત્રકાર પિતામહ મનુ નીચે પ્રમાણે કહે છે તે યથાર્થ છેઃ—

" वालयावायूवत्सावावृद्धयावापियोपिता ॥
नस्वातंत्रेणकर्त्तव्यंकिंचित्कार्यंगृहेस्वपि. ॥

બાળક, યુવાન કે વૃદ્ધ થએલી સ્ત્રીએ પણ ઘરમાં પોતાના પતિ વગેરેને પૂછ્યા વગર કાંઈપણ કાર્ય સ્વતંત્રપણે કરવું નહિ.

वाल्येपितुर्वशेतिष्ठेत्पाणिग्राहस्य यौवने ॥
पुत्राणांभर्त्तरिप्रेतेनभजेत्स्त्रीस्वतंत्रताम् ॥

• સ્ત્રીએ બાળપણમાં માતા પિતાને વશ રહેવું, યુવાવસ્થામાં પત્તિને- ને વૃદ્ધાવસ્થામાં પુત્રોને વશ રહેવું, પણ સ્વતંત્રપણે કદી રહેવું નહિ. "

વળી મનુ સ્ત્રીની બાબતમાં નીચે પ્રમાણે કહે છે:—

માતા પિતાએ કે બીજાં સગાંએ જે પુરૂષની સાથે પરણાવી હોય તેની જીવતાં સુધી સ્નેહ સહીત ચાકરી કરવી અને મરણ પછી પણ તેને કલંક લાગે એવું કાંઇ કામ કરવું નહિ. જે સદ્‌ગુણી સ્ત્રીની ઇચ્છા સ્વર્ગમાં જવાની હોય તેણે પોતાનો હાથ ઝાલનાર સ્વામી નાખુશ થાય એવું કાંઈ પણ કામ કદિ કરવું નહિ, અને સારાં ફળ, કંદ ખાઈનેજ તેણે પોતાના દિવસ કાઢવા. મતલબ કે સાદાઈથી રહેવું તથા પર પુરૂષનું નામ પણ લેવું નહિ. પુરૂષે પોતાની સ્ત્રીને સ્વતંત્રતા આપવી નહિ. જ્યારે તે મોજશોખમાં ઉતરે ત્યારે પુરૂષે સ્ત્રીને કબજામાં રાખવી. સ્ત્રીઓ બહારના રૂપની પરવા કરતી નથી, વયનો પણ વિચાર કરતી નથી, પણ આ પુરૂષ છે એટલાથીજ તે પુરૂષની સાથે સંબંધ કરવા જાય છે. નઠારાં માણસની સંગત કરવી, પતિની સાથે અણબનાવ, ઘેરઘેર ભટકવું, અને પારકા ઘરમાં વસવું, એ વગેરે સ્ત્રીના દુર્ગુણ છે."

મહાત્મા મનુઋષિના વિચારો આપણને પણ અનુભવમાં ક્યાં નથી આવતા? માટે સ્ત્રીને ઘણી છૂટ ન જોઇએ, અને એટલા વાસ્તેજ તે સ્ત્રીને સ્વતંત્રતાની ના પાડે છે, અને દરેક પગલું પુરૂષની રજા લેઇનેજ ભરવા ભલામણ કરે છે.

સાસરે ગયા પછી સ્ત્રીએ નીચે પ્રમાણે વર્ત્તવું જોઇએ, તેને બદલે હાલમાં વિપરીત વર્ત્તન જોવામાં આવે છે:—

સાસુ, સસરા, નણંદ, દીયર વગેરે પતિના સંબંધીઓની સાથે સારાં આચરણ વડે સ્નેહપૂર્વક વરતી તેમનાં મન પ્રસન્ન રાખવાં જોઇએ, તેને બદલે હાલની ઘણી સ્ત્રીઓને પતિનાં સગાં આંખના પાટા જેવાં લાગે તો પછી તેમને તે પ્રસન્ન કરે કે પજવે !

પતિના પહેલાં ઉઠવું, ઠામ વાસણ માંજી ઘર સાફ કરવું અને પછી પતિ તથા સાસુ સસરાની સેવામાં હાજર રહેવું જોઈએ, તેને બદલે વહુ તો પથારીમાં ઘોરતી હોય અને સાસુ વહેલી ઉઠી સૌનો ગોલાપો કરે છે, અને કેટલાક સ્ત્રીને વશ થએલા અથવા સ્ત્રીથી જીતાએલા પતિઓ પોતાની સ્ત્રી રખેને કરમાઈ જશે એવા ગાંડા વિચારથી સ્ત્રીનું કામ પોતે કરી આપે છે!!

સ્ત્રીએ ઘરનું કામકાજ વહેલું ઉઠી કર્યા પછી પોતે નહાવું અને સાસુ સસરાને પગે લાગવું, તેને બદલે સવારમાં ઉઠી મિજાજ કરતી સાસુ સસરાને ધમકાવે અને એકાદ ચોપડે પણ ખરી, અને આવી નઠારી સ્ત્રીઓને પરવશ પડેલાં વૃદ્ધ સાસુ સસરાને ઉલટું વહુને પગે લાગી કેટલાક પ્રણીપત કરવાનો વખત આવ્યો છે !!!

સાસુ સસરાને પગે લાગ્યા પછી તેઓ પહેરવા આપે તે વસ્ત્રાલંકાર પહેરીને પછી પતિ સેવામાં હાજર થઇ તેની આજ્ઞાને આધીન થવું, અને પતિ આજ્ઞા કરે તે પ્રમાણે રસોઈ તૈયાર કરી પ્રથમ સાસુ સસરાને અને વડીલોને જમાડવા, પછી પતિને અને છેલ્લે પોતે સૌનું ઉચ્છિષ્ટ એટલે વધેલું અન્ન જમવું. હાલ બધું એથી ઉલટુંજ વર્તન જોવામાં આવે છે. વસ્ત્રાલંકાર તો પોતાની મરજીમાં આવે તો ન શોભતાં પહેરે અને મરજીમાં આવે તો ફુવડ સરખી ગંદી ફરે. પતિના ઉપર હુકમ ચલવતી હોય તો પછી પતિનો હુકમ માનવાનું ક્યાં રહ્યું ! સાસુને હાથ તો રસોડું હોય ત્યાં સાસુને પ્રથમ જમવાની આશા શી ? પતિને જમાડ્યા પછી જમવાનો નિરંતર નિયમ પાળવાવાળી પતિવ્રતા સ્ત્રીઓનાં દર્શન આજ દુર્લભ થયાં છે!!!! ત્રીજે પહોરે ઘરનો દાણોદુણી સાફ કરવાં તથા ભરવા શીવવાનું રોજનું પરચુરણ કામ કરવું અને સ્ત્રીએ સવાર પ્રમાણેજ સાસુ સસરાને તથા પતિને જમાડી જમવું, જમવાનાં ઠામ વાસણ સાફ કરી સૌને માટે પથારી તૈયાર કરી દેવી અને પછી પતિની સેવામાં હાજર થવું તથા પતિ નિદ્રાવશ થયા પછી પોતે સાવધાન થઈ સુવું. આ બધી સ્ત્રીની દિનચર્યા છે તે

પ્રમાણે તો કોઇકજ ભાગ્યશાળી ઘરમાં ચાલતું હશે, કેમકે સ્ત્રીઓને બહુ માનીતી માતીલી કરવાનો કોડ વધ્યો છે, અને સ્ત્રીઓ પોતાને મળતાં માન અને છૂટનો સારો ઉપયોગ કરે એવો આ કાળ નથી, એવો આજ તેમને અભ્યાસ અને એવું શિક્ષણ નથી.

સ્ત્રીએ ઊંચે સ્વરે અને કઠોર અને અપ્રીય વચનથી કદી બોલવું નહિ, વાદ કરવો નહિ, ગાફલ થવું નહિ, પોતાની એબ કોઇ જોઇ જાય એમ બેસવું ઉઠવું નહિ, પતિને વધુ ખર્ચ કરાવવું નહિ, ઘરની વસ્તુઓ સાચવી સંભાળી રાખવી, અવિવેક કરવો નહિ, એટલે પોતાના સાસુ સસરા, વડિલો કે પતિની સાથે તોછડાઇથી બોલવું નહિ, ક્રોધ કરવો નહિ એટલે વડિલોનો ઠબકો સહન કરવો, પતિએ વાંક કર્યો હોય તો સ્ત્રીએ પતિ ઉપર ગુસ્સો કરી જવો એ અવિવેક છે, પણ વિનય પૂર્વક વિનતિ કરી પતિની ભૂલ હોય તે બતાવવી, પણ પતિ ગમે તેવો ક્રોધ કરે તોપણ તે સ્ત્રીએ સહન કરવો એ સુપાત્ર સ્ત્રીનાં લક્ષણ છે. અદેખાઇ કરવી નહિ એટલે કેટલીક સ્ત્રીઓ પતિની ઇર્ષા કરે છે તેમ કરવું નહિ, તેમજ દેરાણી જેઠાણીના સંબંધમાં ઝાઝું થોડું માની. તેમની પણ અદેખાઇ કરવી નહિ, ચાડી કરવી નહિ, પોતાના પતિનો દોષ અથવા ઘરની વાત બીજાને કરવી નહિ, તેમ બીજાની પણ નઠારી કે છાની વાત ક્યાંઇ કરવી નહિ. હિંસા કરવી નહિ એટલે બીજાં પ્રાણીઓ ઉપર દયા રાખવી એટલુંજ નહિ, પણ પોતાનાં છોકરાંને નિર્દયપણે ક્રોધ કરી મારવાં નહિ. વિષયમાં મોહ કરવો નહિ એટલે ચાખવાની, જોવાની, સાંભળવાની વગેરે ઇંદ્રિયોને પણ બહુ છુટ આપવી નહિ, પતિ બહારથી આવે ત્યારે તેની સેવામાં હાજર થઇ જવું અને કાંઈ પણ ક્લેશની વાત કરવી નહિ. મધુર ભાષણ અને નિર્મળ પ્રેમ વડે પતિને વશ કરવો એટલે તેની પૂર્ણ પ્રીતિ મેળવવી. વડિલોથી દૂર એકલું સ્વતંત્રપણે વસવાની ઘેલછા ભરેલી ઇચ્છા કરવી નહિ. પતિની કે વડિલની ઇચ્છા અથવા રજા વગર પારકે ઘેર ભટકવા જવું નહિ. પતિ અથવા પુત્રના સંગાથ બિના પરગામ કે પરદેશ એકલું જવું નહિ. પતિના કામકાજમાં સહાયતા કરવી. ટુંકામાં જે સ્ત્રી પ્રસન્ન મન વડે નિરંતર સાસુ સસરાની, વડિલોની અને પતિની સેવા કરે, મર્યાદામાં રહે અને વિનયથી વર્ત્તે તેને મનુએ પરમ તપસ્વિની અને ધર્મ નિષ્ઠા કહેલી છે.

વળી સતીઓનો કેવો મહિમા છે, તે નીચે સતિનાં આખ્યાનનો સાર આપ્યો છે, તેપરથી સમજાશે.

એક સર્વ સતી જનોના મુગટનું રત્ન, ત્રણ લોકમાં વિખ્યાત કીર્તિવાળાં અને જેને સ્વપ્નમાં પણ ઇર્ષ્યા ઉત્પન્ન નહિ થએલ એવાં **અનસૂયા** નામે **કર્દમઋષિની** દીકરી અને **અત્રી** ઋષિની પત્ની હતાં, જેનો પ્રભાવ એટલો બધો હતો કે એક વખત હરિ, હર અને બ્રહ્મા બ્રાહ્મણોનો વેશ લઇને સતીઓના સત્ય ઘટાડવાના મિષથી તેના આશ્રમમાં આવ્યા, તેમને સતીએ પોતાના સતીપણાના પ્રભાવથી છ છ માસના છોકરાં બનાવી દીધાં અને પછી તેમને પુત્ર રૂપે પ્રગટ કર્યા હતા અને જેનું આખ્યાન મહાભારતના ધર્મ રૂપ મહેલને શોભાવી આજ સુધી સતીજનોનાં અને કુળવાન કન્યાઓનાં અંતઃકરણને ખેંચે છે.

એક સમે સો દુકાળી પડી તે વખત સમાધિમાં મગ્ન થએલ પોતાના પ્રાણનાથની મન-વચન-કર્મથી સેવા કરતાં ભૂખ, તરસ, ગ્લાની, રોગ, દુઃખ, વાયુ, વરસાદ, એમાંનું કાંઇ તેણે ગણકાર્યું નહિ અને સો દુકાળી પણ તેના જાણવામાં આવી નહિ. દુકાળનાં છેલ્લાં વર્ષમાં પોતાના પ્રાણનાથે સમાધિમાંથી જાગીને **અનસૂયાને** પાણી લાવવાની આજ્ઞા કરી, તે માથે ચડાવી **અનસૂયા** હાથમાં કમંડલુ લઇ ઉતાવળે ઉતાવળે પાણી વાસ્તે દોડયાં અને થોડે દૂર ગયાં કે પછવાડે પૂર્વે કદી નહિ દીઠેલાં એવાં એક દેવી આવીને બોલ્યાં કે ‘તું ક્યાં જાય છે? સામો દાવાનળ આવે છે તેમાં તારૂં કોમળ શરીર બળી જશે છતાં તું તેને ગણકારતી નથી” પોતાના પ્રાણનાથને માટે પાણી લાવવાનોજ જેના મનમાં વિચાર રમી રહ્યો છે, એવાં તે **અનસૂયા** તે દેવીના સામું પણ જોયા વગર બોલ્યાં કે ‘પ્રિય બેહેન! તમે કોણ છો? ક્યાંથી આવો છો? અને શા માટે આવવું થયું છે? તે હું જાણતી નથી, અને મારા પ્રાણનાથને વાસ્તે પાણી લાવ્યા પહેલાં તે જાણવાની મારી ઈચ્છા પણ નથી, માટે આપ થોડી વાર બેસો, હું હમણાં પાછી આવી આપનો સત્કાર કરીશ, માટે ક્ષમા કરજો. આ વચનો સાંભળી દેવી બોલ્યાં કે ‘હે પ્રિય સખિ! ખાલી શ્રમ શા માટે કરે છે? આ દુકાળી ચાલે છે તેથી સો સો જોજન સુધીમાં પણ ક્યાંઇ પાણી નથી.’ આ સાંભળી **અનસુયાને** અત્યંત ખેદ થયો અને પોતાના પ્રાણનાથને માટે પા-

ણી લાવી આપવાને શક્તિમાન્ ન થવાથી. આક્રંદ કરવા લાગ્યાં, તથા ભાગીરથી, તાપી, નર્મદા આદિ નદીઓની પ્રાર્થના કરવા લાગ્યાં કે—

'હે પવિત્ર નદીઓ! હું તમારી પુત્રી પોતાના પ્રાણનાથની આજ્ઞાથી પાણી લેવા આવી પણ ન મળ્યું, માટે કૃપા કરીને આ કમંડલુ માત્ર પાણી આપો.' આમ બોલતાં મૂર્છા આવવાથી પૃથ્વીપર પડી ગયાં. તે જોઇ તે દેવી બોલ્યાં કે 'પ્રિય પુત્રી **અનસુયા**! તું શા માટે શોક કરે છે? હું પોતે ભાગીરથી નામે ગંગા તને પાણી આપવા માટેજ આવી છું, માટે અહીં એક ખાડો કર. તારી પાસે રહેવાની ઇચ્છાથીજ આટલી વાર સુધી મેં તારા પતિનું કમંડલુ પાણીથી પૂર્ણ રાખ્યું હતું અને હવે હું પ્રસન્ન થઇ આંહિ ફરી ઉત્પન્ન થઇશ! **અનસુયાએ** ખાડો કરી તેમાંથી પોતાનું પાત્ર ગંગાજળથી ભરી પ્રાર્થના કરી કે 'માતા ભાગીરથી! મારા પ્રાણનાથ આવાત સાંભળી નહાવાની ઈચ્છા કરશે માટે એટલી વાર આપ આંહીંજ રહેશો, એવી આ તમારી પુત્રીની પ્રાર્થના છે.'

ભાગીરથી બોલ્યાં કે 'દીકરી **અનસુયા**! તેં તારા સતીધર્મથી મને વશ કરેલ છે, તોપણ જો તારૂં એક વર્ષનું પતિની પૂજાનું પુણ્ય મને આપે તો હું રહું? ગંગાજીનું બોલવું કબુલ કરીને **અનસુયા** પોતાના પ્રાણનાથ પાસે પાણી લઇને ગયાં અને પાણી પીને ઋષિએ પૂછ્યું કે'હે પ્રિયે! આ પાણી આપણા આશ્રમનું ન હોય; આ તો સંસારના રોગ મટાડનારૂં ગંગાજીનું પાણી છે, તે તમે ક્યાંથી લાવ્યાં'? પોતાનું મહાત્મ્ય કહેતાં શરમાઇ ગએલાં **અનસુયાએ** કહ્યું કે 'આપના પ્રતાપથી ભગવતી ભાગીરથી થોડે દૂર પ્રગટ થયાં છે.' આ વાત સાંભળી ઋષિ તેમાં નહાવા સારૂ ગયા અને તેમાં નાહી ત્યાંજ સદા વાસ કરવાને ભાગીરથીને પ્રાર્થના કરી તથા ભાગીરથીની માગણી પ્રમાણે સદાશિવને ઉગ્ર તપ વડે પ્રસન્ન કરી પોતાના આશ્રમમાં લાવી રાખ્યા અને અનસૂયાનું એક વર્ષનું પતિવ્રતાપણાનું પુણ્ય ભાગીરથીને આપી તેને પોતાના આશ્રમમાં રાખ્યાં. આ વાત શિવપુરાણમાં પ્રખ્યાત છે.

આવાં **અનસુયા** સતીનું શરણ લેવાની એક વખત ઇંદ્રાદિક દેવોને પણ જરૂર પડી હતી. **પ્રતિષ્ઠાન** નામે શહેરમાં **સોમશર્મા** નામે બ્રાહ્મણને એકજ પુત્રી નામે **નર્મદા** હતી. વૃદ્ધાવસ્થામાં પીડા પામેલ આ

સોમશર્મા પોતાની પુત્રીને પોતાના **ચંદ્રચૂડ** નામના મિત્રના રક્ષણમાં સોંપીને તરત મરણ પામ્યો. **ચંદ્રચૂડે** તે **નર્મદાને** દીકરીની પેઠે પાળી અને સર્વ વિદ્યા, શાસ્ત્ર અને સદગુણ સંપન્ન કરી. **નર્મદાના** જેવાજ જે જે લાયક વર સાથે તેની સગાઈ કરી તે બધા એક એક વર્ષની અંદર મરણ પામ્યા અને પોતાની માતા તથા પોતાના પિતા ૩૫ **ચંદ્રચૂડનું** મરણ થયું ત્યારે અતિ ઉદ્યોગથી તપ આદરી એજ'સાધન વડે એજ શરીરથી સ્વર્ગમાં જવાને સમર્થ થઇ- સ્વર્ગમાં દેવ સભામાં આવવા લાગી. એક દિવસ વેદાંત વાદમાં ચાલતા પ્રશ્નોત્તર આવતી કાલે આપીશ એવું કહીને ઉઠી થોડે દૂર જતાં, ઉત્તર સૂજી આવવાથી ફરી આવી દેવસભામાં જુએ છે, તો તેની બેઠકની જગાએ પવિત્રતા કરનારા પદાર્થો છાંટતા જોયા. તેથી પૂછયું કે, 'આ તમે શું કરો છો ?' આ **નર્મદા** સતીના પ્રભાવથી બીતાં બીતાં ઈંદ્રે હાથ જોડીને કહ્યું કે 'દેવી! તમારા તપના પ્રભાવથી સ્વર્ગમાં આવવું એ કાંઇ મુશ્કેલ નથી, તોપણ પોતાના પ્રાણનાથની સેવા કર્યા વિના પ્રમદાઓ જપ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપૂજન, દાન, ધ્યાન, દમ, સમ, અને દયા આદિ હજારો કરે, પણ પવિત્ર થતી નથી. માટે આપના બેસવાથી અપવિત્ર થએલ આ જગાને પવિત્ર પદાર્થોથી પવિત્ર કરીએ છીએ! આ ઉપરથી નર્મદાએ પોતાનું પૂર્વ વૃતાંત કહી બતાવવાને કહ્યું કે 'પતિ વિનાની રહેવામાં મારો કાંઈ દોષ નથી.' પછી દેવોએ કહ્યું કે'હે દેવી! તેમાં તમારો કાંઇ અપરાધ નથી, પણ હવે ફરી પૃથ્વીપર જઇ ત્રણ દિવસ સુધી શેરીએ શેરીએ ઢંઢેરો ફેરવો કે "જે મારૂં પાણીગ્રહણ કરશે તેની જીવતાં સુધી મન-વચન-કર્મથી સદા આજ્ઞામાં રહેનારી દાસી થઇશ." તેમ કર્યા છતાં કોઇ તમને ન વરે તો પછી તમે ન પરણવાના પાપથી મુક્ત થશો.'

આ પ્રમાણે દેવોની આજ્ઞા પ્રમાણે પૃથ્વીપર આવી અને પોતાના વતનમાં જઈ ત્રણ દિવસ સુધી ઢંઢેરો ફેરવતાં ત્રીજા દિવસની રાત્રીએ પાણીગ્રહણની આશા મૂકી શેહેર બહાર ગઈ અને જેમાં અનેક દરદોથી પીડાએલા અનેક દરદીઓ રહેતા હતા, એવી એક દવાશાળા આગળ આવીને અગાઉની પેઠે પોકાર કર્યો કે તરતજ એક મહારોગી નામે કૌશિક બ્રાહ્મણે જવાબ વાળ્યો કે 'જો એમ હોય તો હું તને વરવા તૈયાર છું.' આ

બ્રાહ્મણ ક્ષય, વ્રણ, કોઢ, આદિ મહા રોગોથી પીડાએલો, એટલુંજ નહિ પણ વળી બાણ સરખાં તીક્ષ્ણ અને હાલાહલ સરખાં દુર્વચનોનો વરસાદ વરસાવનારો, અધર્મી, ઉદ્ધત્, ક્રોધી, લોભી અને મત્સરવાળો, ઇત્યાદિ અનેક દુર્ગુણોથી ભરપૂર હતો. તેનું ઉપર પ્રમાણે બોલવું સાંભળીને **નર્મદાએ** તેના મહારોગો અને તેના શરીરપર ચાલ્યા જતા પરૂના પ્રવાહ ઉપર સુગ ન લાવતાં તથા કોઇની સલાહ કે કોઇના અપવાદની દરકાર ન કરતાં અતિ આનંદે તેની સાથે તે પરણી. પરણ્યા પછી નર્મદાએ પાચ પરૂમાં ગરકાવ થએલા પોતાના મહા રોગી પતિની બહુ બહુ રીતે સેવા કરવા માંડી. તેના શરીરે મર્દન કરવું, પગ ચાંપવા, પરૂ તથા મળમૂત્ર સાફ કરવાં, નવરાવવું, જમાડવું, અને તેની મરજીને આધિન રહેવું; તેનો પાપી અને ક્રોધી પતિ અતિ કોપથી અને નિર્દયપણાથી ઘડીએ ઘડીએ નર્મદાને મારે, અપમાન કરે, તોપણ પ્રેમથી, વિવેકથી, અને શાંતિથી તથા ભક્તિથી હસ્તેમુખે પ્રણામ પૂર્વક હાથ જોડીને કહેતી કે 'પ્રાણનાથ! હૃદય દૈવત! જીવિતેશ્વર! આ તમારા ચરણ કમળની ગુણહીન દીન દાસી પળે પળે આપના અપરાધમાં પડેલી છે, માટે મને ક્ષમા કરજો. આપનું હું શું પ્રિય કરૂં, કેવીરીતે આપની સેવા કરૂં, કઇ રીતે આપને અનુસરૂં, કયો માર્ગ આપને વહાલો છે, કયા ધર્મમાં આપને ઇચ્છા છે, કયાં આપને પ્રીતિ છે, કયાં અપ્રીતિ છે, અને કેવી રીતે વર્તવાથી આપ મારા પ્રાણનાથ મારાપર પ્રસન્ન થશો, તે વિશે આપની આજ્ઞા હોય તેમ કરવા આ દાસી તૈયાર છે? તેનો પતિ જ્યારે જ્યારે તેના સ્વભાવ પ્રમાણે તેનાપર અતી ક્રોધ કરતો, ત્યારે તે માત્ર વિનયથી એટલુંજ બોલતી કે 'હે મારા પ્રાણના આધાર પરમેશ્વર! પરમ પ્રિય પ્રાણનાથ! આ આપની દીન દાસી ઉપર ક્ષમા કરો.'

હવે એક દિવસ તે કૌશિક બ્રાહ્મણે નર્મદાને કહ્યું કે 'હે પ્રિયે! મારા જન્મથી માંડીને આજ સુધીમાં મેં નહિ કર્યું હોય એવું એક પણ પાપનું કામ પૃથ્વીપર નહિ હોય. માટે તારા સમાગમે ઉત્પન્ન થએલા જ્ઞાનથી સર્વે પાતકને હરનાર ભાગીરથીમાં સ્નાન કરવાની મને ઉત્કંઠા થઇ છે. માટે મને ગમે તેમ કરીને સંપૂર્ણ તીર્થ યાત્રા કરાવ.' આ આજ્ઞા માથે ચડાવી પોતે ભેઠ બાંધી પોતાના પતિને ખભે ઉપાડી એક પછી એક તીર્થમાં ફરી પોતાના પતિનો મનોર્થ પૂરો કરીને પાછી પ્રતિષ્ઠાનપુર પાસે આવી

પહોંચી. શેહેર બહાર વખતે ચોરીના ખોટા અપવાદથી અપરાધી ઠરેલ **માંડવ્યમુની** નામના એક મોટા તપસ્વીને ફાંસીએ ચડાવેલ, તેને અંધારામાં અજાણતાં નર્મદાના પતિનો સ્પર્શ થયો, તેને લીધે પીડા પામેલા માંડવ્ય મુનીએ એવો શાપ આપ્યો કે 'હું આવા દુઃખમાં છતાં મને પગથી સ્પર્શ કરનાર સૂર્યોદય વખતે મરણ પામશે.' આવો વજ્ર સરખો તીક્ષ્ણ શાપ સાંભળીને નર્મદાની આંખમાંથી આંસુની ધારા પડવા માંડી અને મહા દુઃખી થઇને બોલી કે 'હે ત્રીલોકીના સાક્ષી, લોકબંધુ, સૂર્ય નારાયણ! જો આ તમારી પુત્રી જન્મથી માંડીને પોતાના પ્રાણનાથનેજ પરમ દૈવત જાણુતી હોય, તેનેજ ઇશ્વર બુદ્ધિથી પૂજતી હોય અને તેનેજ સંસારમાં સર્વસ્વ રૂપ માનતી હોય તો ઉદયગિરિ ઉપર આપ ઉગશો નહિ.' આ પ્રમાણે પતિને પરમેશ્વર તુલ્ય ગણનારી આ **નર્મદા** સતીનાં વચન પ્રમાણે સૂર્યનારાયણ ઉદયગિરિ ઉપર ઉદય થતા અટક્યા અને તેથી પોતાનો પતિ સૂર્યોદય થયે મરણ પામવા બાબતના માંડવ્ય મુનિના શાપથી મુક્ત થયો. પણ જ્યારે લાંબા કાળ સુધી સૂર્યનો ઉદય થયો નહિ, ત્યારે લોકો પીડા પામવા વાગ્યા. દેવતા સુદ્ધાં દુઃખ પામવા લાગ્યા અને સૂર્યોદય ન થવાનું કારણ પણ જગત્માં કોઇને માલમ ન પડ્યું. ત્યારે અગાઉ જણાવ્યા પ્રમાણે બૃહસ્પતિ આદિ દેવો પતિવ્રતાપણાના પ્રભાવથી ત્રિકાળને જાણનારી સતી **અનસૂયાને** તેનું કારણ પૂછવા આવ્યા, અને બૃહસ્પતિની વાત સાંભળીને દેવી અનસૂયા બોલ્યાં કે 'તમે ડરશો નહિ. હું હમણાં તમારૂં સર્વેનું સૂર્યોદય ન થવાથી નીપજેલું દુઃખ મટાડીશ.' એમ કહી **અનસૂયા** પ્રતિષ્ઠાનપુરમાં કૌશિકને ઘેર ગયાં. **અનસૂયાને** છેટેથી આવતાં જોઇ **નર્મદા** સત્કાર સહિત આગળ પડી પગે લાગ્યાં. પછી તેને **અનસૂયાએ** કહ્યું કે 'પ્રાણનાથને પ્રસન્ન કરવામાંજ પરોવાએલી પુત્રી નર્મદા! તું કુશળ છે? તું તારા પ્રાણનાથના દર્શનથી આનંદમાં છે? પુત્રિ! પતિપદની પૂજા એજ સત્કુળમાં ઉત્પન્ન થનારી સતીઓનું સર્વસ્વ છે. જોને હું સરખી પણ મારા પ્રાણનાથના ચરણકમળની પૂજાથી સર્વ દેવતા, અસુર, મુનિ, નર, નાગ, સિદ્ધ, ગંધર્વ આદિ જાતિઓથી ભરેલા જગત્‌ને વંદવા યોગ્ય સતિપણાને પામી છું. પ્રમદા રૂપ પરમાણુઓ આ જગત્માં ઘણાં થયાં છે, થાય છે અને થાશે, પરંતુ પોતાના હૃદયવલ્લભ પ્રાણનાથની પૂજાથી પ્રાપ્ત થએલ

કલ્યાણનાં ઉદયવાળાં, ત્રણે ભુવનમાં વિખ્યાત કીર્તિવાળાં અને ત્રણે ભુવનને શોભાવનાર તારાં સરખાં સ્ત્રી રત્નો થોડાંજ. જેને પતિ એજ દેવતા છે, તેનાં વચનો એજ શાસ્ત્ર છે, તેના પગની પૂજા એજ સર્વસ્વ છે, સદ્‌ગુણો એજ આભૂષણો છે, સાસુ સસરો એજ જેને તીર્થ છે, પતિના ગુરૂજનો એજ જેને પૂજવા લાયક છે, નણુદો એજ જેને બેહુનો છે, દીયરો એજ જેને દીકરા છે, દેરાણી એજ જેને દીકરીઓ છે, શીલ એજ જેને ધન છે, પતિવ્રતા સતીઓ એજ જેને સખીઓ છે, જે એક મન, વચન, કર્મથી અને કાયાથી પરમેશ્વરની પેઠે પ્રાણુનાથને પૂજે છે, પોતાના પ્રાણ ત્યાગ સુધી પણુ પ્રાણુનાથનું હિત કરે છે, પોતાના સ્વામી આગળ પોતાનું મરણુ પણુ મગલ રૂપ માને છે, પતિના ચરણુની પૂજામાંજ તૃષ્ણા રાખે છે, તેનું મુખ જોવામાંજ વ્યસન વધારે છે, તેના ગુણુ સાંભળવામાંજ ઇચ્છા ધરે છે, તેના ગુણુના વર્ણુનમાંજ વાચાળ છે, અને જે સર્વ સદ્‌ગુણહીન હોય, સર્વ દુર્ગુણુમાં લીન હોય અને દીન હોય, તોપણુ પોતાના પતિની મનથી પણુ અવગણુના કરતી નથી; અને જે એકાંતમાં પણુ ‘ પ્રાણુનાથ ! આ તમારી ગુણુહીન, દુર્ગુણી, દીન દાસી યથામતિ જે કાંઇ વિનતિ કરે છે તે ક્ષણુ એક સાવધાન થઈ સાંભળશો એવી આશા છે. જે આપે હમણાં આદર્યું છે, તે આપના કુળને અનુકુળ છે, શું તમારા પૂર્વજોની પૂણ્ય કીર્તિને ઉચિત છે, શું તમારા વંશની પ્રતિષ્ટાને યોગ્ય છે, કે શું મોટા વંશ રૂપ તળાવના હંસ રૂપ આપને તેમ ગમતું છે? જરા વિચાર કરો કે મહા જનોએ ચલાવેલ સચ્ચરિત્ર રૂપ કલ્પવૃક્ષની માળાથી સર્વ તાપને હરનારો માર્ગ મૂકી દઇને વિદ્વાનોએ ત્યાગ કરેલા અવળા માર્ગમાં આચરણુ કરશો, ત્યારે વિદ્વતા છેતરાણી, કુલિનતા હણાણી, શાસ્ત્રો વ્યર્થ ગયાં, અને ગુરૂના પ્રસાદ પણુ નિષ્ફળ ગયા. આમ થશે તો કોણુ બીજા વિદ્વાન છે, કોણુ કુળવાન છે, અને કોણુ શાસ્ત્રને ભણુનાર તમારા જેવા બીજા છે? પ્રાણુનાથ ! ઘણા જન્મે દુર્લભ મનુષ્ય દેહ પામીને સન્માર્ગે આશ્રય નહિ કરીએ, ત્યારે શું ફળ છે. આપણા જન્મથી, જીવિતથી, ધનથી, ધામથી કે નામથી ?' આવી રીતે સ્નેહથી ને સરળતાથી હાથ જોડીને ઘણી ઘણી રીતે પ્રાર્થના કરી પોતાના પ્રાણુનાથને સન્માર્ગમાં લાવે છે, તોપણુ મનમાં જરાએ અભિમાન લાવતી નથી. સાસુ-સસરાને જેણે તીર્થ રૂપ કરેલ છે, પોતાના પતિ-

ના વડિલ ભાઈઓને જેણે પિતા રૂપ કરેલ છે, દીયરોને જેણે દીકરારૂપ કરેલ છે, નણુદોને જેણે પુત્રી પ્રમાણે રાખેલ છે, અને પોતાના પ્રાણનાથ એજ જેને દૈવત છે, તેજ સતી, તેજ પતિવ્રતા, તેજ કુળવાન કન્યા. પ્રિય સખિ નર્મદા! તું પણ તેવી સતીઓમાં પહેલી છે.!! **અનસૂયાનું** ઉપર પ્રમાણે બોલવું સાંભળી પોતાના વખાણથી શરમાઇ ગએલાં **નર્મદા** નીચું મોં કરી ધીમેથી બોલ્યાં કે 'માતા! આપ જેવાં સતીજનોના ચરણની રજરૂપ આ દાસીને શું આવી રીતે ઊંચી ચડાવો છો? હું કોણ માત્ર છું? આજ મારાં કયાં પૂણ્ય-કર્મથી આપ કરૂણાવાળાં દેવીનું મને દર્શન થયું. આપનાં દર્શનથી મારૂં જન્મ અને જીવિત સફળ થયું. સુર, અસુર, સિદ્ધ, ગંધર્વ અને નાગની નારીઓને જેનું દર્શન દુર્લભ છે, દેવતા, સિદ્ધ અને મુનિના મંડળને વંદવા યોગ્ય જેનું પાણી છે, અને જે સર્વ પતિત લોકને પાવન કરનારી છે, અને ગંગા, યમુના, સરસ્વતી, અને નર્મદા આદિ પવિત્ર નદીઓ પણ જેને મળવાની ઈચ્છા રાખે છે, એવાં આપ ભગવતી મારૂં ઘર શોભાવો છો, એ આજ મારો ભાગ્યોદય સમજું છું. આપનો હું શું સત્કાર કરૂં? આપની હું શું પૂજા કરૂં? હું આપની સ્તુતિ કરવાને, પૂજવાને અને ગુણનું વર્ણન કરવાને પાર પામતી નથી. માટે પ્રણામ રૂપી પુષ્પોની માળા અર્પણ કરૂં છું, એજ મારૂં પૂજા કરવાનું સામર્થ્ય છે. આપ મારાપર અનુગ્રહ કરી મારા યોગ્ય આજ્ઞા કરશો, તો હું પોતાને મોટી ભાગ્યશાળી માનીશ." આવાં દીન અને વિવેકનાં વચનો સાંભળીને **અનસૂયા** બોલ્યાં કે "મારા ઉપકારનો પ્રત્યુપકાર કરવાને ઇચ્છતી હો, જો મારી આંહી આવવાની મહેનત સફળ કરવાને ઇચ્છતી હો, અને મને પ્રસન્ન કરવાને ઈચ્છતા હો, તો હે પ્રિય સખિ! તારા પ્રાણનાથને વાસ્તે તેં સૂર્ય અસ્ત કરેલ છે, તે ઘણાં કાળ થયાં નહિ ઉગવાથી ત્રણે લોક દુઃખી છે, માટે તે સૂર્ય ઉગે એમ કર, જેથી પ્રાણી માત્રના ઉત્પન્ન થએલ તાપની શાન્તિ થાય." **નર્મદા** બોલ્યાં કે "દેવી! **માંડવ્યમુની**ના શાપથી મારા પતિનું અમંગળ થાય અને મારા સૌભાગ્યનો ભંગ થાય તેમ હતું, તેથી મેં સૂર્યદેવને ઉગતાં અટકાવ્યા છે. હવે આપ કહો તેમ કરવા દાસી તૈયાર છે." **અનસૂયાં** બોલ્યાં કે "પુત્રી! આવી મોટી આપત્તિને પણ અંગીકાર કરી ત્રણે લોકનું દુઃખ ટાળીશ તો તને પરિણામે કાંઇ પણ

આપત્તિ આવશે નહિ, ને કદી આવશે તો મારા પતિપદની પૂજાના પ્રભાવથી તારા પ્રાણનાથને જીવતા કરીશ. માટે સૂર્યદેવને ઉગવા દે એવી મારી આજ્ઞા છે.” **નર્મદા**એ તરતજ ઊંચું જોઇ હાથ જોડી સ્તુતિ કરી કે “ હે સર્વ લોકના સાક્ષી! હે દિનમણિ! હે ભગવાન્! આપે મારી અરજ સાંભળીને મારા પ્રાણનાથના પ્રાણની રક્ષા કરવાને આપ આજ સુધી ઉગ્યા નહિ એવું આપનું દયાપણું છે, તેનું વર્ણન કરવાને હું બિચારી કોણ માત્ર! હવે મારી પ્રાર્થના છે કે આપ પાછા ઉદય થાઓ.” આટલું બોલતાં સૂર્યનો ઉદય થયો અને **નર્મદા**ના પતિના પ્રાણ ગયા. પોતાના પતિને પ્રાણ વગરના જોઇ **નર્મદા** આક્રંદ કરવા લાગી; ત્યારે **અનસૂયા** દેવી તેનો હાથ ઝાલી ધારણા આપી બોલ્યાં કે “પ્રિય પુત્રિ! હું તારા પ્રાણનાથને હમણાં જીવતા કરૂં છું. તું શોક કરીશ નહિ.” પછી બોલ્યાં કે ‘ જો રૂપથી, શીલથી, બુદ્ધિથી અને વાણીની મીઠાશથી મારા પ્રાણનાથને મેં સદા પ્રસન્ન રાખ્યા હોય તો એજ મારા સત્યથી આ બ્રાહ્મણ (કૌશિક) યુવાન્ અને રોગ રહીત થઇ ફરી જીવતો થઈ તેની સ્ત્રી સાથે હજારો વર્ષ સુખ ભોગવે.” આંવાં અનસૂયાનાં આશિર્વચનો સફળ થયાં અને નર્મદાનો રોગમાં સડેલો અને મરણ પામેલો પતિ નિરોગી થઇ જીવતો થયો અને **અનસૂયા**ના પગમાં પડયો. **અનસૂયાએ** તેને ફરી આર્શીવાદ આપ્યો. તેવામાં પારિજાતકનાં પુષ્પોની વૃષ્ટિ વડે દેવતાઓ પગે લાગી બોલ્યા કે “માતા! આપે અમારા ઉપર ઉપકાર કર્યો, માટે વરદાન માગો.” અનસૂયાને પુત્ર નહિ હોવાથી પુત્ર થવાનું વરદાન માગ્યું.

ઉપરની વાતમાં બે સતીઓનો અને તેના સતીપણાના પ્રભાવનો ટુંક સાર છે, તે પરથી સતી મહિમાની મોટાઇ કેવી છે તે સમજાય છે. પણ ખેદની વાત છે કે હાલની સ્ત્રી સમાજમાં આવી સતીઓનાં સચ્ચરિત્રનો સતાંશ પણ જોવામાં આવતો નથી!

આર્ય સ્ત્રીઓનાં આવાં સદાચરણ કહ્યાં છે, તેમાંનું હાલની કેળવણી થોડુંજ શીખવે છે. આર્ય મહિલા સમાજની મોટાઈ કેવી રીતે જળવાય છે કે તે કદાચ પરદેશી લોકોના ખ્યાલમાં ન આવે, અથવા આવે તો તે મહત્વ જાળવી રાખવાની બીજાને થોડી કાળજી હોય; પણ આર્ય સમાજના આગેવાનો કેમ ચેતતા નથી અને પોતાની આર્ય નીતિ–રીતિને કેમ વિસા-

રી દેછે ? ઉત્તમ વાત તો એજ છે કે લોકોએ આર્ય મહિલા સમાજની મોટાઇ જાળવી રાખવા માટે સારા ધોરણપર પોતાના ખર્ચથી પોતાની ખાસ દેખરેખ નીચે શાળાઓ સ્થાપવી જોઇએ.

## કેળવણી અને સુધારો.

કર્મ અને ધર્મ સમજવાનું, સંસાર વ્યવહાર ચલાવવાનું, હુન્નર કળા શીખવાનું અને ટુંકામાં સંસાર સુધારણાનું એટલે માણસ જાતની બહિર્વૃત્તિ અને અંતરવૃતિને સુધારી આલોક અને પરલોક એ બન્ને સુખ રૂપ કરવાનું કેળવણી એજ મુખ્ય સાધન છે. સંસારમાં સર્વ સુખ દુઃખનો આધાર કેળવણી ઉપર રહેલો છે. એટલે કેળવણી જેમ સુખ સાધક છે તેમ તેનો ગેરઉપયોગ થાય તો દુઃખ રૂપી ઝાડ પણ તેમાંથીજ ઉગી નીકળે છે. કેળવણી માણસને તારે છે અને કેળવણીજ માણસને મારે છે.

"ભણતાં શીખ્યા પણ ગણતાં શીખ્યા નહિ" એ કહેવત આજની કેળવણીને લોકોએ બરાબર લાગુ પાડી છે. દરેક નિયમને અપવાદ હોય છે. તેમ ઘણા નિશાળીઆઓ સારા અનુભવી અને પોતે લીધેલ કેળવણીનો સારો ઉપયોગ કરી શકે એવા પણ નીકળે છે; પણ પ્રમાણમાં એવાં રત્નો ઘણાં થોડાં નીકળી આવે છે, અને ઘણે ભાગે દંભ અને ડોળડમાકથી ખોટી ડંફાસ મારનારા, 'વિવાહનું અગીયારમું' સમજનારા અને બીજાનું તો શું પણ પોતાનુંજ હિતાહિત ન સમજનારા અર્ધદગ્ધ થઈ નીકળે છે. તે તો ઉલટા પૃથ્વીને ભાર રૂપ અને માણસોને કંટક રૂપ થઈ પડે છે.

વળી આર્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે માણસ સત્કર્મ કરીને પરમ ગતિને પામે છે, અને દુષ્કર્મ કરીને નરકનો નિવાસી થાય છે અને ચોરાશી ભવના ફેરામાં પડે છે. અને હાલની કેળવણી કેવળ ઐહિક સુખસાધક છે, એમ ગણીએ અને તેમાં કદિ દેખીતું સુખ માનીએ, તોપણ જે કેળવણી અંતઃકરણને સુધાર્યા વિના કેવળ વિષયવાંછના (કામ, ક્રોધાદિ શત્રુઓ) તૃપ્ત કરવાને અને સંસારમાં અનેક રીતે ખટપટ કરવાજ શીખવે, તે કેળવણી અંતે સુખ રૂપ નથીજ, દુઃખનુંજ કારણ થાય છે. માટે અંતઃકરણના સુધારા વિના કેવળ વ્યવહારિક અને શારીરિક સુધારાથી લોકોની સ્થિતિ સુખ રૂપ થઈ શકતી નથી. માટે મનુષ્યે પોતાનું અંતઃકરણ સુધારવું એ તેનું પહેલું અને અગત્યનું કર્તવ્ય છે અને એજ ખરો સુધારો છે.

હાલની કેળવણીના પ્રભાવથી બાળકોમાં કાંઈ અજાયબ તરેહના અંકુર ફૂટી નીકળે છે. હાલની કેળવણીથી દુનિયાં વધારે ડહાપણદાર અને બુદ્ધિશાળી થતી જાય છે; પણ સદ્‌ગુણના સંસ્કાર વિના દુર્ગુણથી તે બુદ્ધિ તેના ખરા નિર્મળ રૂપમાં ખીલી નીકળવાને બદલે ભ્રષ્ટ થએલી ઘણે ભાગે જોવામાં આવે છે. શાળાઓમાં શીખી નીકળતા જુવાનીઆઓની નીતિ રીતિમાં તમોગુણ અને રજોગુણનો ગુણાકાર થએલો દેખાઈ આવે છે. ખરો વિનય કે વિવેક તો થોડાજ વિરલ વિદ્યાર્થીમાં ઝળકી ઉઠે છે. વિનય અને વિવેકનો વેશ માત્ર ઉપર ઉપરથી બતાવવામાં અને અનેક દુર્ગુણો ઉપર સદ્‌ગુણનું આચ્છાદન કરી ખોટું રૂપ ધારણ કરવામાં તો કેટલાક બહુ પાવરધા થઇ નીકળે છે. સદ્‌ગુણોને પાળી તેમાંજ નિરત રહી તે પ્રમાણે ખરા ભાવથી વર્ત્તવાને બદલે સદ્‌ગુણોનાં જુદાં જુદાં રૂપ નાટકશાળાની રંગભૂમિપર દેખાવ માત્ર ખડાં કરી ચિત્ર પાડવાની જાણે તેમણે અછી તાલીમ લીધી હોયની ! જેમ બહારના દેખાવમાં એટલે પેહેરવેશ અને હાલચાલમાં ઉછાંછળાંપણાનો આબેહૂબ ચિતાર આપે છે, તેવાંજ અંતઃકરણ પણ અંતરથી મલિન, પ્રેમ-નિર્મળ અને નિર્દોષ પ્રેમ–ભાવ રહીત હોય છે. અને કેળવણીથી બાળકોને વિનય, સરળતાપણું, ઇત્યાદિ સદ્‌ગુણોનો સંસ્કાર થવો જોઇએ તેને બદલે કેવળ ઉલટુંજ જોવામાં આવે, તો તે કેળવણી વિનાશનું કારણ થાય છે. આ ખામી નવી શાળાની પ્રથમથીજ ચાલતી આવતી હોય એમ જણાય છે, કેમકે જે મહેતાજીઓ અને માસ્તરો તરફથી બાળકોને કેળવણીનો વારસો મળે છે, તે મહેતાજીઓ અને માસ્તરોજ એ ઉત્તમ સદ્‌ગુણોનો સંપૂર્ણ સંસ્કાર પામેલા ન હોય તો તેમની પાસે શીખેલા વિદ્યાર્થીઓમાં સદ્‌ગુણના પરમાણુઓ શી રીતે બંધાય? દુનિયાં અનુકરણ કરવામાં તત્પર છે, તો કુમળી વયનાં અને કાચી બુદ્ધિનાં બાળકો પોતાના હમેશના સહવાસી શિક્ષકના ગુણનું, તેના ભાષણનું અને રીતભાતનું અનુકરણ કરે એ વધારે બનવા જોગ છે.

કેળવણીમાં ઉછરેલા લોકોમાં સત્વગુણ પ્રધાનપણે પ્રકાશ પામતો ન હોય, તેઓ વિવેક અને વિનયથી વિમુખ હોય અને નિષ્કાપટયને બદલે દાંભિકપણું અને ડોળ હોય, તો મોટી મોટી ડિગ્રીઓ અને સર્ટિફિકેટો મેળવ્યાં શું કામનાં છે? ભલે એ પંડિતોને માનના દરજા મળતા, પણ જો

સદ્‌ગુણ અને સજ્જનતાનો સંસ્કાર સંપૂર્ણ રીતે ન હોય તો સદ્‌ગુણ અને સજ્જન માણસોની સોબતમાં બેસવાને અને કાચી બુદ્ધિનાં બાળકોને કેળવણી આપવાને તેઓ કદિ પણ લાયક નહિ ગણાય. ગમે તેમ હોય પણ એટલું ખરૂં છે કે હાલના વડા વિદ્યાર્થીઓમાંના ઘણામાં જોઇએ એટલું ઝવેરાત ઝળકી નીકળતું નથી, કે તેઓ 'સજ્જન' એવું વિશેષણ મેળવવાને સમર્થ થતા નથી; એ કેળવણીની ખરેખરી ખામી છે.

ઘણા લોકો એવા વિચારથી દોરાએલા હોય છે કે જો સરકારના કાયદા સારા હોય તો લોકો સુખી તથા નીતિવાન થાય. પણ અમે એ વિચારથી વિરૂદ્ધ છીએ. માણસ જાતના સુખ દુ:ખનો આધાર સત્તાધારી અધિકારીઓના ઉપર રહેલો છે. કાયદા ગમે તેવા સારા, સરળ અને નીતિ ન્યાયથી ભરપૂર હોય, પણ તે કાયદાને અમલમાં લાવનાર અધિકારીઓજ અધર્મી અને અન્યાયી હોય, તો સારા કાયદા પણ કાંઈ કામ કરી શકતા નથી. માટે પેહેલે દરજ્જે તો જે અધિકારીઓના હાથમાં લોકોના જાનમાલ અને ઇજ્જત આબરૂની જવાબદારી તથા નીતિ રીતિ જાળવવાનો જુમો રાખવામાં આવે છે, તેઓ નીતિવાન અને સદ્‌ગુણી હોવા જોઇએ. કેમકે તેમની સારી નરસી વર્ત્તણુકની અસર નકલી લોકો ઉપર થયા વિના રહેતી નથી, એટલુંજ નહિ પણ તેઓનું પ્રપંચીપણું અને અનીતિપણું જોઈને લોકો પ્રપંચ અને અનીતિ શીખે છે. **દુનિયાના સત્તાધારી અધિકારીઓ એજ દુનિયાના લોકોના મોટા શિક્ષકો છે.**

અને એટલા માટે આ અધિકારી વર્ગ અને અધિકાર ભોગવવાને યોગ્ય સ્થિતિમાં લાવનાર શિક્ષક-વર્ગનું કામ ઘણુંજ જોખમવાળું હોવાથી તેમની ચૂંટણી કરવામાં બહુ સંભાળ અને સાવચેતી રાખવાની છે. અગાઉ આ કામ વિશેષે કરીને બ્રાહ્મણ વર્ગનેજ સોંપવામાં આવતું હતું અને તેઓજ એ કામને લાયક ગણાતા હતા, અને બેશક તેઓ લાયક હતા. પણ આ સ્વતંત્રતાના સમયમાં તો સબ દુનિયા સરખી છે. એક હલકામાં હલકી વર્ણનો હિંદુ ઉચ્ચ આચરણવાળા ઉત્તમ આર્ય પુત્રો ઉપર ગુરૂપદની પદવી મેળવવાને શક્તિવાન થાય છે. આ શિક્ષક અને શિષ્યનો સંબંધ કેવી અસર ઉત્પન્ન કરે તે વિચારવાનું છે, તે વાત બાજુપર રાખી સ્વતંત્રતા દેવીને તૃપ્ત કરવા સર્વે લોકોને એકજ રાજમાર્ગમાં મહાલવા દેવાનું પસંદ ક-

રીએ, તોપણ અમુક ધોરણમાં ગોખી મારેલા વિષયોમાં પસાર થયો એટલે તે શિક્ષકનું કામ કરવાને લાયક થયો એમ ગણવામાં આવે છે, એ બહુ હાનીકારક વાત છે. હાલમાં નાનીથી મોટી નિશાળો સુધી—ગુજરાતી અને અંગ્રેજી શાળાઓમાં શિક્ષકો નીમવામાં આવે છે તે વખત તે શિક્ષક વિષે તપાસ થાય છે તો તે માત્ર એટલીજ કે તે કયા ધોરણમાં અથવા કયી પરીક્ષામાં પસાર થએલ છે. તેની ચાલચલણ વગેરેની ખરેખરી જરૂરની તપાસ થતી નથી એ મોટી ખામી ગણવામાં આવે છે. બ્રાહ્મણોનેજ ગુરૂપદને માટે લાયક ગણવાનો વખત તો ગયો, કેમકે તેઓ પોતાનું મહત્વ જાળવી શક્યા નથી, તેથી જાત ધર્મની ભિન્નતા ન ગણતાં છતાં પણ તેમની નીતિ રીતિની સારી રીતે કસોટી કાઢી પસંદગી કરવામાં આવે તો સારૂં પરિણામ આવે એમ અનુમાન થાય છે.

હવે આ સુધારાના વખતમાં આપણે શું શું શીખ્યા અને કેળવણીનો કેવો ઉપયોગ કરીએ છીએ, તેનો થોડો તપાસ કરીએ. આધુનિક કેળવણીથી આપણે હુશિયાર થયા (બીજા શબ્દોમાં લૂચ્ચાઈ શીખ્યા), સ્વતંત્રતા સમજવા લાગ્યા અને તે સ્વતંત્રતાનો ઉપયોગ અને અજમાએશ આપણી ગૃહ કાજમાં ગુંથાએલી ભલી પણ ભોળી સ્ત્રીઓપર કરી તેમને સ્વછંદી અને છટેલી બનાવતાં શીખ્યા! મિથ્યા ડોળડમાક અને ઠાઠમાઠ કરતાં શીખ્યા! ગુલામગીરી અને ખુશામત કરવામાં વિશેષ પાવરધા થયા! આથી વિશેષ કેળવણી બીજી શી જોઇએ? માંસાહાર અને મદ્યપાનમાં મજા માની તેનું સેવન કરતા થયા! આઇસક્રીમ, સોડાવાટર, અને લીમોનેડ તો વિના કારણ વાત કરતાં મોઢે માંડવા મંડયા! વારૂ, ઉજળાં લૂગડાં પહેરતાં શીખ્યા તે થોડું? ખીસામાં ઘડીયાળ, હાથમાં લાકડી, ગળામાં ગળપટો, પગે પાટલૂન, બૂટ અને ઇસ્ટાકીંગનો ચસ્કો લાગ્યો! દશબાર રૂપીઆની નોકરી (ગુલામગીરી) પર તાગડ ધીંગા ને તનકતા થૈ કરતાં શીખ્યા! એટલેથીજ આપણી કેળવણીનો ક્યાં બંધ વળે છે? માબાપ અને ગુરૂથી સ્વતંત્રતા મેળવતાં શીખ્યા! તેમને ગાળો ભાંડી પજવવામાં પાવરધા થયા! પોતાની પરણેલીના ગુલામ થયા! વહુના વેચાણ થઇ માબાપ ઉપર મહોરો કરતાં શીખ્યા! વારૂ, એથી પણ વિશેષ મોટી વાત શીખ્યા તે જુઓ. વર્તવાની વાત તો પછી, પણ વ્યાખ્યા કરતાં શીખ્યા કે ઇશ્વર

એક છે, તેણે બધું બનાવ્યું માટે તેને રાજી રાખવા સત્ય બોલવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, નીતિથી ચાલવું અને સર્વ મનુષ્ય સરખાં છે, માટે કોઈ કોઈનું ખાધાપીધાથી અભડાઈએ નહિ! દેવ દેવલાં બધું ખોટું છે, સ્નાના સંધ્યા, નકામાં છે, અને મોટાઓ મૂર્ખા અને ભોળા છે; તેમની વ્હેમ ભરેલી વાતો માનવી નહિ! વ્યખ્યાન તો બધી બાતોનું અને પ્રથક્રણ તો પ્રકરણે પ્રકરણનું કરતાં શીખ્યા. પ્રેમ, શૌર્ય, આસ્થા, ઔદાર્ય, વિનય, વિવેક, ઇત્યાદિ સદ્ગુણોની વ્યાખ્યા પણ ગોખી ગયા! હવે બાકી શું શીખવું રહ્યું? માત્ર તે પ્રમાણે વર્ત્તવું તેજ કે? વારૂ, આ સિવાય બીજા ગુણ ગ્રહણ કર્યા? ઘણાએ. જૂઠ, કપટ, સ્વાર્થ, દુરાગ્રહ, ઉદ્ધતપણું, અવિવેક, અપ્રીતિ, અનાસ્થા, અનાચારપણું, નાસ્તિકપણું, સ્વછંદીપણું, ઈત્યાદિ ઇત્યાદિ તો અનેક!

વારૂ, હાલમાં બીજો કાંઇ દેશને લાભ થયો ખરો? લોકો શૌર્ય વિનાના થયા! બાયલા, બીકણ, અને બેપર્વા, દેશદાઝ રહીત, સ્વાભિમાન અને સ્વતંત્રતા રહીત, ખુશામતમાં ખબરદાર, અને ગોલાપો કરવામાં ગમાર બન્યા! ખરો ધર્મ ડૂબી ધર્મ ઢોંગ વધતો ચાલ્યો! દેશ નિર્ધન થયો અને અન્ન દાંતને વેર થયું! 'ઉપરકી અચ્છી બની ઓર ભીતરકી રામજી જાણે' એમ થયું! મુસલમાની રાજ્યમાં લોકોને શાંતિ નહોતી પણ પૈસે ટકે આપણે ખાલી થયા નહોતા. પૈસાનો સંગ્રહ કરતા અને ખરે ટાણે તેનો ઉપયોગ કરતા. પણ હાલની પેઠે ઘરમાં તાવડી તનાં કરતી હોય ને બહાર નીકળીએ ત્યાં ધોળાં લૂગડાંનો તાલમેલ જોઇએ, એવું આગળ દેવાળું નહોતું. હાલમાં ઠોટ મારીને મોં રાતું રાખનારા, પેટમાં ગલુડીઆં રમે પણ બહાર બનીઠનીને નીકળવું, એવા હતભાગ્ય હૈયાફૂટાની સંખ્યા વધી છે, તેથી દેશ ધનવાન અને સુખી લાગે ખરો. બાકી અંદરના સળાને જાણવાની કોને પીડા પડી છે? જુજ અધિકારીઓ અને ધંધાદારીઓ પૈસા માત્ર દેખાતા હશે અને પારકી પીડા કે અછતને નહિ જાણનારા તેઓ કદિ દેશને ધનવાન થએલો દેખતા હશે, તેથી શું આખા દેશનું દારિદ્ર દૂર થવાનું છે?. કંગાળ અને નિર્ધન લોકોની મોટી સંખ્યામાં દિન પ્રતિ દિન વધારો થતો જાય છે. ખેડૂત વર્ગની હાલત દુઃખદાયક છે, અને જે ખેતી ઉપર હિંદુસ્તાનની સઘળી વસ્તીનો નિભાવ છે તે ખેતી પડતી દશામાં છે! હિંદુ-

રતાનને આથી બીજું વધારે શું સારૂં જોઇએ? પ્રજાનાં કાળજાં ફોલી ખાનાર ફૂંકતા જાય અને ખાતા જાય એવા યુક્તિબાજ ઊંદરો વધી પડ્યા, તેમણે લોકોનાં લોહી અને માંસ ચુસી લીધાં, ત્યાં સુધી ખબર પડી નહિ!

કેળવણીથી લોકો સુધર્યા, અને સુધરીને સંસારિક સુધારો શું કર્યો? સુધરેલા કહેવાના. સુધારાવાળાઓએ બૂમો તો બહુએ પાડી કે ભાઇ જ્ઞાતિબંધન તોડો, પણ તે બંધન તૂટ્યું નહિ, અને ઉલટો ગુપ્ત દુરાચાર વધી માર્ગીપંથ ચાલ્યો. વિધવા વિવાહ અને પુનર્લગ્નના પોકારે બિચારી મનવાળીને બેઠેલી વિધવાઓને આકુળ વ્યાકુળ કરી અકળાવી, ખરી ખોટી અરજીઓ કરી કરાવીને તેમની વતી રોદડાં રોયાં અને માત્ર ગણી ગાંઠી વિધવાઓને નાસ ભાગ કરાવી કેટલીક સાથે મહાસંકટે લાકડે માંકડું જોડયું. આવી વિધવાઓ પાછળથી પસ્તાવામાં પડી નશીબને આધીન થઇ, તેના દાખલાઓ મોજુદ છે. આમ થવાથી વિધવાઓનાં મન વિશેષ ચંચળ અને ચલિત થયાં અને સ્વેચ્છાચાર અને સ્વચ્છંદીપણાની વૃદ્ધિ થઇ, તે સિવાય બીજો લાભ થયો જાણ્યો નહિ. પણ ઉલટા હિંદુ-ઘરસંસારને કલંક લગાડે અને સુધારાને બટો લગાડે એવા કેસ ઉત્પન્ન થયાં. પુરૂષોએ સ્ત્રીઓને સ્વતંત્રતા એટલે સુધી આપવા માંડી કે પરદેશી લોકોને પોતાની લેડીઓને બગલમાં મારી ચાલતા દેખીને તેમને પણ પોતાની સ્ત્રીઓ સાથે છૂટ છેડે ફરવા હરવાનો કોડ થયો. પણ ધર્મ અને નીતિ વિનાની અધુરી કેળવણીમાં ઉછરેલ પ્રજાને એવી અઘટિત છૂટ ન જોઈએ તે લઈને સ્ત્રીઓને નિર્લજ બનાવી. કન્યા વિક્રય અને વરવિક્રય જેવા આસુરી ચાલની ઉલટી વૃદ્ધિ થઇ અને બાળલગ્નની બલા તો હજુ હાજરા હજૂર છે!

વળી આજને સુધારે કાંઇક જુદુંજ દર્શન દીધું છે. દુનિયાના સર્વકાળના, સર્વ દેશના લોકો કોઇપણ ધર્મના આલંબનથીજ ચાલ્યા છે, ચાલે છે અને ચાલશેજ, ત્યારે આપણા સુધારાવાળાઓ અથવા સુધરેલામાં ખપતા જુવાનીઆઓ નથી હિંદુ, નથી મુસલમાન, નથી પારસી, નથી ખ્રિસ્તિ, નથી અંગ્રેજ યાહુદી કે યુરપીયન. ટુંકામાં તેઓ કોઈમાં નથી. ત્યારે આર્યધર્મશાસ્ત્ર પ્રમાણે જેઓ કોઈ વિશેષ ધર્મમાં નથી, જેઓ કાંઈ કર્મ કરતા નથી, અને એક ઈશ્વર એજ તેમનો કર્તા છે, બાકી સર્વ મિથ્યા માને છે, તેઓ મહાજ્ઞાની, અનેઇશ્વરત્વને પામેલા ગણાય. તેમ આપણા તે સુ-

ધરેલાઓ મહાજ્ઞાનના શિખરપર ચડેલા હોય કે ગમે તેમ હોય, પણ કશા-ને માનતા ગણાતા નથી. આપણા આ સુધરેલાઓની વર્ત્તણુક કાંઇક વિ-ચિત્ર લાગે છે. વિચિત્ર એટલાજ માટે કે તેમના વિચારોને પારસી, ખ્રિ-સ્તી કે મુસલમાન કોઇપણ લોકો માન્ય રાખતા નથી, તો આર્ય લોકો તો કેમજ રાખે?

સંસાર પ્રવૃતિ—ધોળે કે કાળે, વાંકે કે સીધે, સારે કે નરસે રસ્તે પણ ઉદ્યમ કરવો એજ હાલ તો ધર્મ અને નીતિ જાણે હોયની! દેશોન્નતિ, સંપ, સત્યતા અને નીતિ એ 'માનવધર્મ' છે, એમ મોઢેથી બોલે છે, પણ પાળી શકતા નથી અને આચાર વિચાર, કર્મ, તીર્થ, સ્નાન, સંધ્યા, શ્રાદ્ધ, પૂજન, યજ્ઞ, યાગ, જ્ઞાતિભેદ ઇત્યાદિ સર્વને નિંદ્યાં.

ત્યારે સુધરેલ શબ્દની વ્યાખ્યા શું? 'સુધરેલ' નહિ પણ હાલમાં વ-પરાતા અને લોકોની બત્રીશીએ ચડેલા 'સુધરેલ' શબ્દનો લોકો 'નાસ્તિક' એવો વિચિત્ર અને વિપરીત અર્થ કરે છે. હાલના સુધરેલની વિચિત્ર વ-ર્ત્તણુક, વિચિત્ર ધર્માચરણ, અને તેથી મેળવેલ વિચિત્ર અર્થ-નાસ્તિક-તે-થી તેણે ગુજરાતી શબ્દકોશમાં એક વિચિત્ર શબ્દાર્થનો ઉમેરો કર્યાનું વિ-ચિત્ર માન મેળવ્યું છે. વડિલ વર્ગમાં હાલનો સુધરેલ જુવાન વર્ગ વગો-વાયો અને વિચિત્ર વિશેષણો મેળવ્યાં, એ આ વિચિત્ર સુધારાના સમયની બલિહારી હોય! 'સુધરેલ'ની રીતભાત અને આચરણ તથા વિચારો જોઇ અમારા વડિલો વાત વાતમાં વ્યંગમાં અને હાસ્યમાં કહે છે કે એતો 'સુ-ધરેલ' છે, એટલે ઉધરી ગએલ, વંઠેલ, બગડેલ અને નાસ્તિક છે, એવી તેમના બોલવાની મતલબ છે. સહજ વેરી એક બીજાની નિંદા કરે એ સ્વાભાવિક છે, પણ દીકરો વડિલને પોતાની નિંદા કરવાનો અને પોતાની વિરૂદ્ધ વર્ત્તણુકથી ખરાબ વિશેષણો આપવાનો પ્રસંગ આપી સહજ વેરી થાય એ થોડું હાસ્ય કરાવવા જેવું છે? કદિ કોઈ 'સુધરેલ'નો વકીલ પૂર્વ પક્ષમાં એમ દલીલ કરે કે હાલના જુવાનોના વિચાર પ્રમાણે વડિલો ના-સ્તિક અને મૂર્ખ છે; માટે તેઓ તો વિરૂદ્ધ બોલે, તો બન્ને પક્ષનો વિરોધ કેમ ટળે? તેનું સમાધાન વિચારવંત માણસોને તો થયુંજ છે, પણ સુધરે-લાઓના મનનું સમાધાન કરી તેમને રસ્તાપર લાવવા અને તેમના ભ્ર-મિત વિચારોથી થતી ખરાબીનો અટકાવ કરવો, એ દેશનું હિત ચહાનારા

**ખરા સુધારાવાળાઓનું** કામ છે.

સુધરેલાઓએ અને તેમના અનુયાયી 'સુધરેલ' એટલે હાલની કેળવણી લીધેલ જુવાનીઆઓએ સ્વધર્મનાં રહસ્યને ન જાણવાથી સ્વધર્મ ઉપર કુતર્કો કરી લોકોનાં મન ભ્રમિત કર્યાં, એ મોટો અનર્થ થયો. પશ્ચિમનો પવન પૂર્વમાં વાયો, અને પશ્ચિમની પ્રવૃતિ એ પૂર્વની નિવૃત્તિમાં ભંગાણ પાડયું. 'સહવાસનું જોર જબરૂં છે.' પશ્ચિમની પ્રપંચ-ધર્મ કર્મમાં કેળવાએલી પ્રજાઓના સહવાસ. તેમની કેળવણી તથા રીતભાતની અસરથી આર્ય લોકોના અંતરમાં ભૂલ ભરેલા વિચારો ભરાયા અને પોતાનાજ પૂર્વજોનાં કર્તવ્ય–પરમાર્થ પરાયણતા, અને ત્યાગ બુદ્ધિનું ભાન ભૂલ્યા; પોતાના પવિત્ર પૂર્વજોના પુખ્ત વિચારોને ન પહોંચી શકવાથી પોતાનું અજ્ઞાન અથવા અશક્તપણું કબુલ કરવાને બદલે સ્વાભિમાન મૂકીને પોતાનાજ ધર્મને આર્ય લોકોની આર્ય નીતિ રીતિને નિંદવાનો નિંદિત પ્રયત્ન કર્યો !

'સુધારો' એ શબ્દનો 'સુ–ધારો'—સારી વર્ત્તણુક એવું સૂચવે છે, પણ હાલના કહેવાતા સુધારાનું તો સઘળું તારતમ્ય એ શબ્દમાંજ રહેલું છે. સુધારો એ શબ્દ જનમંડળમાં હાસ્યાસ્પદને પામી વગોવયો અને જ્યાંને ત્યાં 'સુધારો' અને 'સુધરેલા' એ શબ્દો તિરસ્કાર ભરેલા થઇ પડયા. આમ વિપરીત પરિણામ આવવાનું કાંઇ સબળ અને સહેતુક કારણ હોવું જોઈએ. જો સુધરેલાઓની વર્ત્તણુક સારી હોય તો આટલાં આટલાં વર્ષનો લાંબો પ્રયત્ન છતાં લોકોનાં મન પોતાતરફ ખેંચવાને કાં સમર્થ ન થયા? પણ તેમણે કાંઇક વિપરીત પ્રયોગ કરવા માંડયો, જેનું પરિણામ સારૂં આવ્યું નહિ. વેશ્યાને મોડે વનિતાના ધર્મની વાતો શોભે નહિ અને તેથી લોકોને કદિપણ સારી અસર થાય નહિ,. તેના જેવું આ સુધરેલાઓના સંબંધમાં બન્યું. તેમણે વાતો ઘણી કરી, તેમાંની કેટલીક પસંદ કરવા જેવી પણ હતી. પણ તેઓ વાતો કરીનેજ બેસી રહ્યા. પુરૂષાર્થ વાતમાં નથી પણ કાર્યમાં છે. 'કહેવા કરતાં કરી બતાવવું એ વધારે સારૂં' તેમ કાંઇ થયું નહિ, તેથી લોકોને શ્રદ્ધા બેઠી નહિ, અને ઉલટો અભાવ અને કંટાળો ઉત્પન્ન થયો. હજુ એકાદ બે દશકાં પહેલાંના વિચારો સંગીન હતા. પણ પાછળ તેથી ખોટો ભભડાટ અને ફફડાટજ થવા માંડયો, અને શાહી કલમનું જબરૂં યુદ્ધ થયું, તેનું પરિણામ–કાગળ રૂપી રણભૂમિનો વણસાડ થયો. કેટલાકે ઉંધા પ્રયોગો

આદર્યો અને જે કામ ધીરે ધીરે થવું જોઈએ તે એકદમ કરી લેવા ધાર્યું; જ્ઞાતિભેદ ઉપર અભાવ બતાવ્યો અને લોકોનાં મન ચંચળ કરી કેટલાકને સ્વચ્છંદી કર્યા, અને ઘરખૂણે છાનો છપનો મલિન વ્યવહાર ચલાવ્યો, પણ પૂર્વની વર્ણવ્યવસ્થાની પેઠે ટૂંકો વ્યવહાર બાંધી શક્યા નહિ, કે જાહેર પડી જ્ઞાતિબંધન ટૂંકાં કરી શક્યા નહિ. પુનર્લગ્ન માટે બહુ પોકાર કર્યા, જેનો પડઘો હજુ બંધ પડયો નથી, અને વિધવા વિવાહની વડી વડી વાતો કરી પણ વખત આવે ઘણાને અખાડા કરી જતાં જોયા. સ્ત્રીજાતિની સ્વતંત્રતા અને છૂટાપણાની માગણી કરી સ્ત્રીઓનો મહિમા વધારવાનો પ્રયત્ન કરતાં ઉલટો બગાડો દાખલ થયો, તે આપણે રૂકમાબાઈ જેવી સ્ત્રીઓની વર્ત્તણુકથી જાણ્યું. સ્ત્રીઓ શાણી અને સુધરેલી થવાને બદલે સ્વચ્છંદી થઇ. વર્ણાશ્રમ ધર્મ-કર્મની વાતોને વિસારી માનવધર્મનું મહત્વ વધારવા જતાં નવી પ્રજાને ઉલટી નાસ્તિક બનાવી નીચ વિચારો ઉત્પન્ન કરાવ્યા અને 'સુધારો' 'સુધારો' એવી સર્વ જગાએ ખાલી ગર્જના થઇ રહી. લોકો એકદમ તો આ નવી ઢબ છપના મોહમાં અંધ થઇ પતંગીઆની પેઠે પડયા અને 'સુધરેલ'નો મહિમા વધ્યો. સૌને 'સુધરેલ'માં ખપવાનો અને 'સુધરેલ' કહેવડાવવાનો કોડ થયો. 'સુધરેલ'ની નિશાની શું? ધોળાં ફડફડાટ કરતાં, કપડાં, હાથમાં લાકડી, પગમાં બુટ, પટપટવાત, ચમચમાટ કરતી ચાલ, પણ ભાઇમાં પાઇનો નહિ માલ! પોતાનો ધર્મ ખોટો માટે માનવો નહિ, આચાર વિચાર ઢોંગ' છે માટે પાળવો નહિ, સર્વ માણસો એક ઈશ્વરે પેદા કર્યા છે માટે જ્ઞાતિભેદ રાખવો નહિ, વિનય અને વિવેકના વાંધા, સત્યતાદિ સદ્ગુણના સાંધા, માબાપથી ફૂટા! બાઈડીને છૂટ! લાજની લૂટા લૂટ! એ આજના જુવાન સુધરેલનાં લક્ષણો છે!

સુધારાના સમયમાં રાજસી પ્રકૃતિની પાશ્ચાત્ય પ્રજાના સંબંધથી આર્ય લોકોની સાત્વિક બુદ્ધિને ક્ષોભ લાગ્યો અને રાજસી બુદ્ધિનું બળ વધ્યું, ઇશ્વર સંબંધી તથા ધર્મ સંબંધી બાબતોપરથી લોકોનું લક્ષ ઓછું થયું. વ્યવહારિક કામકાજ અને શરીર સુધારા પછવાડે વિશેષ ધ્યાન આપવામાં આવ્યું.

ઇશ્વરની અને આપણી વચ્ચે શો સંબંધ છે, આપણું શું કર્ત્તવ્ય છે, અને આત્માનું કલ્યાણ કેમ થાય વગેરે ખરા લાભની અને ઉપયોગી વાતો

વિસારી મૂકી, એક મનુષ્ય તરીકે પોતાના કર્ત્તવ્યને સમજવું અને તે પ્રમાણે વર્ત્તવું એ મનુશ્ય માત્રને આવશ્યક છે, છતાં આવી અત્યુપયોગી વાતને વિસારી મૂકી લોકોએ કાંઇક જુદું જ વલણ લીધું, જેથી માણુસની સ્થિતિમાં સુધારો થયો લાગે છે, પણ તે દેખાવ માત્ર છે.

આર્યનો સુધારો માત્ર બાહુ બળમાં નથી, આર્યનો સુધારો માત્ર સ્વાર્થી ઉદ્યોગમાં નથી, આર્યનો સુધારો કાળાં ધોળાં કરી કીર્ત્તિ મેળવવામાં નથી, આર્યનો સુધારો અર્થ-સૌભાગ્યમાં નથી, આર્યનો સુધારો શોભાવવામાં કે શરીર સંપત્તિમાં નથી, પણ પરમાર્થને માટે પ્રયત્ન કરવો એજ આર્યનો સુધારો છે, શમ દયાદિ સાધનો વડે કામ ક્રોધાદિક શત્રુઓનો સંહાર કરી હૃદય દેશને શાંત કરવો એજ આર્યનો સુધારો છે, અને ન્યાય અને નીતિને રસ્તે કીર્ત્તિનો કોટ ચણવો એજ આર્યનો સુધારો છે. હાલનો સુધારો પારલૌકિક સુખને માટે છે, તે કરતાં આલૌકિક સુખને વાસ્તે વિશેષ કરીને છે. પૈસો કેમ કમાવો એ આજની પ્રજાનો લક્ષપૂર્વક ઉદ્યોગ જોવામાં આવે છે. વળી આ ઉદ્યોગની સાથે પ્રમાણિકપણાનો સંબંધ થોડો જોવામાં આવે છે. દેશમાં ગમે તેવા હુન્નરો થાય, ગમે તેટલો પૈસો એકઠો થાય, પણ નીતિવાળાં આચરણ વિના અને લોકોનાં અંતઃકરણ સુધર્યા વિના એ પૈસો અને એ હુન્નરો અંતે સુખને બદલે દુઃખરૂપ થવાનાં સમજાય છે.

સુધારાથી કાંઈ પણ ફાયદો થયો હોય તો તે માત્ર એટલોજ કે લોકોમાં ચંચળતા, સાહસિક બુદ્ધિ અને શોધક શક્તિનો સંચાર કર્યો, પણ તે સદ્‌ગુણોની સાથે અનેક યુક્તિઓ અને પ્રપંચો મળવાથી આ સદ્‌ગુણો દબાઇ જઇ પ્રકાશિત થઇ શક્યા નહિ. સુધારાવાળાઓએ અંગ્રેજ સરકારનો સૂર્ય મધ્યાન્હે તપેલો દીઠો, તેથી ઝંખવાઇ ગયા. માણુસ જાતનો સ્વભાવજ એવો છે કે નવીન વસ્તુપર તરતજ મોહ થાય, પણ વિવેકી માણસો સારાસાર વિચાર કરી ગ્રાહ્ય ને ગ્રહણ કરે અને અગ્રાહ્યને આઘે કરે. પણ સુધારાના કેટલાક સાહસિક સરદારોએ તે વિચાર ન કર્યો. કેટલાક સુધારાના આગેવાનોએ સ્વાર્થપર લક્ષ રાખી લોકોમાં ખોટા દાખલો બેસાડયો. અંગ્રેજ અધિકારીઓના વહાલા થવા માટે તેમણે પૂર્વજોના બાંધેલા પંથપર પગ દઇ તેમને રાજી રાખવા આર્ય નીતિરીતિનું નખોદ વાળવા માંડયું. અંગ્રેજ અમલદારોની પ્રીતિનું પાત્ર થવા ઘણાએ બ્રાંડીમાં દોષ

ન દીઠો અને બડા સાહેબને રાજી રાખવા સ્વધર્મ અને આચાર વિચારનો ત્યાગ કર્યો, હિંદુ દેવળમાં ન જવાની પ્રતિજ્ઞા કરી અને જેને અડવાથી પણ અભડાઈએ એવી અખાજ વસ્તુઓ ખાવામાં લેવા માંડી. ટૂંકામાં તેમનું બધી રીતે અનુકરણ કરી તેમનાં ગીતડ ગાઇ માનીતા થવાનો પ્રયત્ન થયો. તેનું પરિણામ પણ સારૂં ન આવ્યું. માન અને મોટાઇમાં ખપતા અમલદારોની નકલ કરવા તરફ લોકોનું વલણ હોયજ, તેથી કેટલોક બગાડો તો ખુશામતીઆ દેશી અમલદારોથીજ દાખલ થયો. લોકોએ નકલ કરવામાં લાભાલાભ કે સારાસારનો દુરંદેશી વિચાર ન કર્યો, અને ગાડરીઆ પ્રવાહમાં તણાઇ અનાર્ય રીતભાતમાં આંધળા થઇ પડયા. કેમકે તે પ્રમાણે જે વર્ત્તણુક રાખે તે સુધરેલા ગણાય અને સુધરેલ ભાઇનાં માન ઘણાં વધી ગયાં હતાં, તેથી તેમને માન મળતું હતું અને સૌને સુધરેલાની છાપ મેળવવાનું મન થતું હતું. આ પ્રમાણે અંગ્રેજી સુધારા આગળ આપણા સુધારાવાળા ઝંખવાઇ ગયા અને પોતાનું ભાન ભૂલ્યા.

વેપારની વૃદ્ધિ થયા છતાં દેશ નિર્ધન થયો છે, તે વાત જેમ બારીક વિચાર કર્યા વિના પ્રતીત થતી નથી, તેમજ દેશમાં વિદ્યાની વૃદ્ધિ થયા છતાં સુધારો થવાને બદલે બગાડો કેમ થતો આવ્યો તે સમજવું એ પણ બારીક વિચારની વાત છે. વિદ્યાની વૃદ્ધિ સાથે અજ્ઞાનનો નાશ થવો જોઇએ તેમ નથી થયું અને સ્ત્રી કેળવણીનાં ઝારણો ફેલાયાં ને અરધો સૈકો થયા છતાં સ્ત્રીઓનાં અજ્ઞાન રૂપી અંધારાનો નાશ થયો નથી એટલુંજ નહિ પણ સંસાર સુધારામાં ઉલટો સળો પેઠો છે. આ બધાં પરિણામપરથી અનુભવી લોકો એમ અનુમાન કરે છે કે હાલની કેળવણીની પદ્ધતિ અને સુધારાવાળાઓનો પ્રયાસ પ્રતિકુળ હોવો જોઈએ, જે વાત લોકોને અણગમતી છે, જે વાત આર્ય નીતિરીતિથી વિરૂદ્ધ છે અને જે વાત આર્યની સાત્વિક પ્રકૃતિને પસંદ પડતી નથી, તે વાત લોકોમાં માન્ય કરાવવાનો પ્રયોગજ ઉંધો છે.

આ બધાં ઉપરથી સમજાય છે કે આર્ય લોકોની પ્રાચીન પદ્ધતિને અનુસરીને કેળવણીની પદ્ધતિ, ધોરણ અને સાધનો પૂરાં પાડવાં અને આર્ય ધર્મશાસ્ત્રને અનુસરીને સુધારાવાળાઓએ સુધારાનો દોર રાખવો, એજ આપણા આર્ય લોકોનું હિત છે.

## પ્રકરણ ૬ ઠું.

### અનાચારની વૃદ્ધિ.

ઉત્તમ આચાર અને નીતિને માટે આર્ય લોકો પોતાને મગરૂબ માને છે. અન્ય પ્રજાઓ કરતાં શ્રેષ્ટ માને છે. ઉત્તમ આચાર, સદાચરણ અને નીતિ એજ આર્ય લોકોનાં ભૂષણ છે. આવા ઉત્તમ ગુણો રૂપી આભૂષણોથી આર્ય પ્રજા બીજી પ્રજાઓમાં શ્રેષ્ટપણે શોભી નીકળી છે. આર્યનો આચાર, આર્યની વિદ્યા અને આર્યની નીતિ-રીતિએ બીજી પ્રજાઓને અભ્યુદયમાં આવવા માટે શિક્ષકનું કામ કર્યું છે. તે આર્ય પ્રજાના ઉત્તમ સદાચારની પરિસીમા થતાં આ સમયમાં પાછો પ્રત્યાઘાત લાગવા માંડયો છે, અને આર્ય લોકોનાં ઉત્તમ આચરણોએ હવે વ્યભિચાર કરવો શરૂ કર્યો છે, તેથી પરદેશી લોકો આ આર્યાવર્ત્તને પતિત અને પરાજીત થયેલો માને છે, અને તેથી તેની શ્રેષ્ટતા વિષે હવે શક ભરેલી નજરે જોવાય છે.

વ્યભિચારની વૃદ્ધિ એટલી બધી થઇ પડી છે કે જે દેવ મંદિરોમાં ઈશ્વરની ભક્તિ, ઇશ્વર કથા શ્રવણ અને અવતારી પૂજ્ય પુરૂષોના અલૌકિક સદગુણોનું જ્ઞાન થાય છે તે મંદિરોમાં પણ વ્યભિચારનો ભ્રષ્ટવાડો દાખલ થયો જોવામાં આવે છે, તે એટલે સુધી કે જાણે તે દેવ દર્શનનું નહિ પણ વ્યભિચારનુંજ ધામ હોયની! આ થોડો ખેદ ઉત્પન્ન કરનારી વાત નથી. અલબત બધે ઠેકાણે એમ થાય છે એમ કહેવાતું નથી, પણ ઘણે ઠેકાણે એવો વેશ્યાવાડો જોવામાં આવે છે, વધારે ખેદની વાત વળી એ છે કે દેશી રાજ્યોમાં આ સળો વિશેષ જોવામાં આવે છે.

મંદિરોમાં જવાથી અને ત્યાં કથા કીર્તન સાંભળવાથી વ્યભિચારી લોકોની વિષય વાંછના ઓછી થવી જોઇએ તેને બદલે ત્યાં તો તેમને ઉલટું ઉત્તેજન મળે છે. વ્યભિચારી પુરૂષોને દેવ દર્શનનો અંતરમાં ભાવ નહિ, છતાં કેવળ સ્ત્રીઓના મુખ દર્શન માટેજ દર્શન કરવા જવાનો પાપી ચાલ ચાલ્યો. પાખંડ અને ઢોંગ વધ્યો. મંદિરોમાં જવું તે શુદ્ધ નિર્મળ ભાવથી નહિ, પણ લોકોને પોતાનું આસ્તિકપણું માત્ર દેખાડવાને અને તેમ કરી પોતાનો પાપી હેતુ પાર પાડવાને. બ્રાહ્મણોજ બુદ્ધિહીન, અક્ષર શૂન્ય અને ઢોંગી થાય, ત્યારે અન્યવર્ણના લોકો એવા હોય એમાં આશ્ચર્ય શું?

લોકોમાં સારાસાર વિચાર અને સારાં નરસાંની પરીક્ષા ન રહી. ગુણ કર્મ પ્રમાણે જે તુલના થતી હતી તે બંધ પડી. વૈશ્ય લોકોને મન તો બધા બ્રાહ્મણો સરખાજ છે, કર્મકાંડમાં કુશળ, શાસ્ત્રને જાણનાર, પવિત્ર અને બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ અને કાળા અક્ષરને કુટી મારનારો અનેક દુર્ગુણોથી દુષિત પતિત થએલો બ્રાહ્મણ તે બન્નેની સરખીજ ગણના થાય છે. વસંત પૂજામાં વેદને જાણનારો વિદ્વાન બ્રાહ્મણ વાસર ખાય અને જેને ગાયત્રી મંત્ર પણ ન આવડતો હોય એવા મૂર્ખ બ્રાહ્મણ વગસગથી પૂજાય છે. રૂદ્રાક્ષની મોટી મોટી માળા અને ટીલાં–ટપકાંથી તાલમેલ કરનારા પણ અંદર ખાનેથી અક્ષર શૂન્ય એવા ભ્રષ્ટ બ્રાહ્મણની વાક્‌જાળમાં ભોળા લોકો ભમાઇ જાય છે. વળી બ્રાહ્મણો અને અન્ય લોકોની સાથે પૂજ્ય પૂજકનો સંબંધ હવે ધર્મ નિમિત્તે રહ્યો નહિ, પણ સ્વાર્થ માટે ટકી રહ્યો છે, અને તેથીજ ગુણ પ્રમાણે ગણના થતી નથી. તમામ ક્રિયાઓ આ સમયમાં માત્ર દેખાડવાનેજ કરવામાં આવે છે, તેથી કરવાનો મૂળ ઉદ્દેશ તો પાર પડતો નથી. પણ ક્રિયા કરનાર યજમાનનો ક્રિયા કરવામાં બીજો પ્રપંચ ભરેલો સ્વાર્થી હેતુ પાર પડે છે. જ્યારે ગુણ પ્રમાણે ગણના નથી થતી, ત્યારે બાઈ ભાઇના રસોયા, ધોતીયાં ધોનારા અને ગોલાપો કરનારા બ્રાહ્મણો ફાવી જાય છે, અને વિદ્વાન વર્ગ વાટ જોતા બેસી રહે છે. બ્રાહ્મણો ગુરૂપદથી ઉતરતાં ઉતરતાં ક્રમે કરીને ગોર અને ગામોટ (ગુલામ)ની સ્થિતિએ ઉતરી આવી પડ્યા. વિપરીત ફેરફાર! ધર્મને નામે વેપાર ચાલ્યો. જે ધર્મ કર્મમાં પારમાર્થીક હેતુ રહેલો છે તે હવે કેવળ સ્વાર્થ સાધવામાં સાધનભૂત થયાં છે. યજ્ઞયાગાદિક ક્રિયાઓમાં ક્રિયા કરાવનારા આચાર્યો પોતાના બ્રાહ્મણોને ગુપ્ત રીતે પોતાનો હિસ્સો ઠરાવીને વરેણીમાં વરાવે, કેટલાક ધર્મઢોંગથીજ પૈસો મેળવે; અને અગ્નિહોત્રાદિક ક્રિયાઓ કેટલાક તો કેવળ વેપાર અર્થેજ રાખી બેઠેલા હોય છે. જે બ્રાહ્મણોને લોકો પવિત્ર, સુપાત્ર અને વિદ્વાન ગણે છે તેઓ તો વળી અંદરખાનેથી મહા ઢોંગી, દુષ્કર્મી અને દુષ્ટ હોય છે. આથી શ્રદ્ધાળુ લોકોની શ્રદ્ધા ઉઠી જાય છે. બ્રાહ્મણોએ અન્યવર્ણની ગુલામી કરવા માંડી—હિંદના સ્વતંત્ર હિરાઓ પરતંત્ર થઇ પરાજીત થયા—તેના બદલામાં વૈશ્ય લોકો તેમને પ્રસંગ આવે ત્યારે લાડુ જમાડે અને દાન દક્ષિણાથી રાજી રાખે! પવિત્રતા અને પારમાર્થિક બુદ્ધિને લીધે પૂજાતાં પૂ-

જાતાં હવે ભ્રષ્ટ બુદ્ધિને લીધે તે અમૂલ્ય ગુણોના અભાવથી દીન અને ખિન્ન થએલા હાલના બ્રાહ્મણોએ પરંપરાથી વારસામાં મળેલી સ્વતંત્ર બુદ્ધિને ભિક્ષાવૃત્તિમાં જોડી, 'સુખે રહેવું અને ભૂખે મરવું' એ દીન દશા હાથે કરીને વહોરી લીધી. આ ભિક્ષા માન સન્માનની રહી નથી; પણ અપમાન અને અવદશાને પ્રાપ્ત થએલી છે. માગનારાઓએ પોતાનું માન અને મહત્વ મૂકી દીધું અને પેટ ભરવા વાસ્તે પાખંડીને પવિત્ર કહેવો, સંખણીને સતી કહેવી, પૈસા માટે પાપીને પવિત્ર કહેવો, દમડી માટે દુષ્ટને દયાવાન્ કહેવો, ધન માટે ઢોંગી ધર્મગુરૂનાં ગીત ગાવાં, વિત્તને માટે વારંવાર વ્યાજ સ્તુતિ કરવી, એ હાલના બ્રાહ્મણો તેમજ ઘણાજ શાસ્ત્રીઓનો શાસ્ત્રાચાર જોવામાં આવે છે. 'પોથીમાંના રીંગણાં' એ કહેવત હાલના કથા વાંચનારા પુરાણીઓ અને જોષીઓને બરાબર લાગુ પડે છે, કેમકે તેમાંના થોડાજ બોધ આપે છે તે પ્રમાણે પોતે વર્તતા હશે. તેથી વેશ્યાનેમુખે સતીનું આખ્યાન થવા જેવો તેમનો ઉપદેશ અસરકારક છે. સ્વતંત્રબુદ્ધિના અને પોતાની ઉત્તમ આર્ય જાતિને શોભાવે એવા ઉત્તમ આચરણવાળા આર્ય નીતિ રીતિ અને સદ્દાચારને અનુસરનારા ભરતખંડના ભૂષણ રૂપ બ્રાહ્મણો હાલમાં થોડાજ છે.

આવો જેમનો હાલનો મહિમા છે એવા બ્રાહ્મણો, અતીતો અને સાધુ સન્યાસીના સ્વાધીનમાં મંદીરોની માલીકી સોંપવી એમાં પછી મણા શું રહે! આવા ધર્મ ભ્રષ્ટ સેવકો મંદીરોમાં વેપાર અને વેશ્યાવાડો માંડી બેસે, છતાં તેવા ભ્રષ્ટવાડાનો અટકાવ કરવાને બદલે લોકો જોયા કરે એ થોડા દુ:ખની વાત નથી! એ ઉપરથી એમ સમજાય છે કે લોકોની સ્વતંત્રતાનું શૌર્ય અને નીતિનું નૂર ગયું. બદચાલથી ચાલનારાઓને મોઢે ચઢી માઠું મનવવાની લોકોમાંથી હિંમત અને શૌર્યનો નાશ થયો! સ્વાભિમાનનો અંકુર દબાઇ ગયો! આ શું રાજ્યનો મહિમા, કેળવણીનો મહિમા કે કલિયુગનો મહિમા તે કળી શકાતું નથી. મન્વાદી ઋષિઓની ભવિષ્ય વાણી રખેને ખરી પડે! જો આપણી આવી વિપરીત વર્તણુક થવાનું કેળવણી કે રાજ્ય એ બેમાંનું એકે કારણભૂત ન હોય તો અમારા સુધારાવાળાઓએ મન્વાદિ ઋષિઓની ભવિષ્ય વાણીને માન આપવું પડશે. મન્વાદિ ઋષિઓએ કળીયુગના મહિમાનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે:—

કળિયુગમાં ઉત્તમ વંશના માણસો નીચ, ખોટું બોલનારા, ધૂતારા, ઠગારા, શઠ અને ઢોંગી થશે. ભક્ત લોકો નાસ્તિક થશે. બધા માણસો ખોટું બોલનારા, ચોર, લંપટ અને હિંસા કરનારા એટલે નિર્દય થશે. ઉત્તમ વર્ણ નીચ વર્ણના જેવા પાપી થશે. બ્રાહ્મણો નીચા ધંધા કરશે, બળદો હાંકશે, શૂદ્રનાં મડદાં બાળશે, વગેરે હલકાં કામ કરશે; અને શૂદ્રોનું અન્ન જમશે, વળી તેઓ યજ્ઞયાગ રહીત જનોઈ વગરના અને સંધ્યા શ્રાદ્ધ રહીત થશે. ચારે વર્ણો પોતાના આચાર છોડી મ્લેચ્છ જેવા થશે. કોઇ પ્રકારનો વિવેક, મર્યાદા કે ભેદ રહેશે નહિ. સઘળા લોકો દીકરીઓનો વેપાર કરશે. ઇશ્વરના નામનો જપ નાણું લઇને વેચાશે. દાન દેખાડો કરવા સારૂ દેવાશે અને દીધેલાં દાન પાછાં લેવાશે. સઘળાં મનુષ્યો ઠીંગણાં, રોગી, અને અલ્પાયુષવાળાં થશે. નાની ઉમરમાં ધોળાં આવશે, અને વીશ વરસની વયે તો ઘડપણ આવેલું જણાશે. આઠ દશ વર્ષની કન્યા જુવાન ગણાશે, રજસ્વલા થશે અને ગર્ભ ધારણ કરશે. સ્ત્રીઓ પ્રતિવર્ષ છોકરાં જણનારી થશે. જાતિભેદ રહેશે નહિ. સ્ત્રી પુરૂષો મરજીમાં આવે તેની સાથે લગ્ન કરશે. પુરૂષો સ્ત્રીઓને વશ થશે અને સ્ત્રી પુરૂષને ગુલામ જેવો ગણી ઘર—ધણી થશે. ઘેરેઘેર છીનાળાં થશે. સાસુ વહુની પાસે દાસી થઇને રહેશે, અને સસરો દાસ જેવો થશે. પુરૂષનાં સગાંનું માન ઘટશે અને સ્ત્રીનાં પીએરીઆંનું માન વધશે; ભાઇઓ અને ગુરૂ મિત્રની સાથે બોલવાનો પણ સંબંધ રહેશે નહિ. સગાં ઓળખાણ વગરનાં જેવાં થશે. લોકો સત્ય, ધર્મ અને પુણ્ય વગરના, પૃથ્વી વૃષ્ટિના અભાવથી ધાન્ય વગરની, ઝાડ ફળ વિનાનાં, સ્ત્રીઓ સંતાન વિનાની, ગાયો દૂધ વિનાની, દૂધ ઘી વગરનું, દંપતી પ્રીતિ વગરનાં, રાજાઓ પ્રતાપ વિનાના અને નવાણ પાણી વિનાનાં થશે. સ્ત્રી પુરૂષો કદરૂપાં થશે. ચોતરફ નીચ વાતો અને દુષ્ટ શબ્દોજ સાંભળવામાં આવશે. સર્વ લોકો મદ્ય માંસનું સેવન કરશે. કોઇ કોઇનો વિશ્વાસ કરી જોઈતી વસ્તુ આપશે નહિ. વેદશાસ્ત્ર, સઘળા દેવ દેવીની પૂજા, વ્રતો અને નિયમોનો નાશ થશે.”

ઉપરની ઋષિઓની ભવિષ્ય વાણી પ્રમાણે હાલમાં કેટલોક કાળ થયાં બધાં ચિન્હો દેખાવા લાગ્યાં છે, ઋષિઓનું ભવિષ્ય છે તેથી તેમ બનશેજ, માટે તેનો અટકાવ કરવાનો મનુષ્યોએ પ્રયત્ન ન કરવો એમ ધાર-

વાથી થોડા વખતમાં મોટો અનર્થ થાય. ગમે તે યુગમાં અને ગમે તે કાળમાં અનીતિવાન લોકોનાપર નીતિવાન લોકોએ પોતાનો ચાબુક ચમકાવી અનીતિની વૃદ્ધિનો અટકાવ કર્યો છે. માટે નીતિવાન્ લોકોએ કળિયુગ સામે કાંડાં ચડાવવાં જોઇએ, જેથી તેનો છેક નાશ ન થાય, તોપણ તેનો વેગ અટકાવી શકાય. માટે આવા અનર્થો અટકાવવા સારૂ દેશના નીતિવાન્, સમજુ અને દેશ હિતેચ્છુ લોકોએ પ્રયત્નવાન થવું જોઈએ.

મંદિરોમાં જે બગાડો દાખલ થાય તેનો સત્વર અટકાવ કરવો જોઇએ. જાતે જાતનાં જુદાં મંદિરો થયાં છે તે પણ એક રીતે નુકસાન કરતા છે; કેમકે નાતોનાં બંધનો ઘણાજ ઢીલાં થવાથી નાતોના આગેવાન લોકો કોઇ જાતની વ્યવસ્થા જાળવી શકતા નથી, તેથી મંદિરોમાં ગેરવ્યવસ્થા અને ભ્રષ્ટવાડો દાખલ થાય એમાં નવાઈ નથી. દરેક દેવસ્થાન સ્થાનિક સત્તાના સ્વાધીનમાં સોંપવાં જોઇએ, એટલે સ્થાનિક સત્તાની તે ઉપર પૂરેપૂરી દેખરેખ જોઇએ, અથવા તો તે શેહેરના કે ગામના સંભાવિત પુરૂષોની કમિટિ નીમી તે કમિટિએ દેવસ્થાનો ઉપર પાકી દેખરેખ રાખવી જોઇએ. આમ ન થવાથી એવું થાય છે કે કેટલાંક દેવસ્થાનો જે અમુક માણસના કે અમુક નાતના અખત્યારમાં છે, તેમાં તે માણસ અથવા નાત કે નાતનો અમુક આગેવાન સ્વચ્છંદપણે વર્ત્તે છે, અને જે હેતુથી આ દેવસ્થાનની સ્થાપના કરવામાં આવી હોય તે હેતુ તો એક બાજુએ રહેતાં તેમાં ત્રાસ છૂટે એવાં કુકર્મો થાય છે. ન્યાયની દ્રષ્ટિએ જોતાં પણ દરેક દેવસ્થાન, જેમાં દરેક માણસને દરશન કરવા જવાની છૂટ છે, તે લોકોનું એક જાહેર ઉપયોગનું મકાન કે સ્થળ છે, તેથી તે ઉપર તમામ લોકોનો હક પહોંચે છે, કેમકે તમામ લોકો છૂટથી તે સ્થળનો સારે યા નરસે રસ્તે ઉપયોગ કરી શકે છે. વાસ્તે આવાં તમામ દેવસ્થાનો ઉપર લોકોએ એટલે લોકો તરફથી તે કામને માટે ખાસ નીમાએલા અધિકારી અથવા રાજ્ય કારભારીઓએ દેખરેખ રાખી તેમાં કોઈપણ જાતની અનીતિનું કે લોકોની સુખ શાંતિને ખલેલ પહોંચાડે એવું બદકામ થવા ન દેવું જોઇએ. પરંતુ તેમ થતું નથી, તેથી કેટલાંક દેવસ્થાનો તો અનીતિનાં સ્થાનો થઇ પડ્યાં છે. કેટલાંક દેવસ્થાનોમાં માલીકો પોતે બગાડો દાખલ કરે છે, અને કેટલાંક દેવસ્થાનોમાં પૂજારીઓજ કર્ત્તા હર્ત્તા હોઇ, તેઓ સ્વતંત્રપણે ગમે

તેવી રીતે વરતે તો તેનો કોઈ પાડ પૂછતું નથી; માટે ઉપર જણાવ્યા પ્રમાણે દરેક દેવસ્થાન ઉપર સ્થાનિક સત્તાની દેખરેખ નહિ હોય ત્યાં સુધી તેમાં થતી અનીતિ અને બદકર્મોનો અટકાવ નહિ થતાં ઉલટાં વૃદ્ધિને પામશે.

વળી સ્ત્રી પુરૂષોને દેવસ્થાનોમાં એકઠાં થવા ન દેવાં જોઇએ. તેમને જવા આવવાના અને દરશન કરવાના જુદાજ રસ્તા જોઇએ. દેવસ્થાનોમાં સ્ત્રી પુરૂષોનું હરહમેશ મળવું થવાથી તેમાંથી કોઇ વખત દેવતા અને દારૂની પેઠે ભડકો થયા વિના રહેજ નહિ. વધારે ઉત્તમ વાતતો એ છે કે જો હાલની સ્ત્રીઓને દેવ દેવસ્થાનની જરૂર હોય તો તેમને વાસ્તે ખાસ દેવસ્થાનો જોઈએ કે જ્યાં સ્ત્રીઓ સિવાય કોઈ પુરૂષનો પગ પણ ન જોઇએ, અને તેમાં પુરૂષ પૂજારી નહિ પણ સ્ત્રી પૂજારી રાખવાં જોઈએ અથવા વૃદ્ધ અને સારા નીતિવાન પુરૂષોને અધિકારી વર્ગે તપાસ કરી પૂજા કરવા રાખવા જોઇએ. આવી રીતે થાય તોજ મંદિરોનો ભ્રષ્ટવાડો બંધ થાય.

કાયદા અમલમાં લાવવા અને લોકોને અનીતિને રસ્તે ચાલતાં અટકાવવા એ સરકાર દરબારનું કામ છે; તેમ છતાં હાલમાં લોકોની નીતિ પળાવવા તરફ સરકારનું અને રાજાઓનું લક્ષ થોડું જોવામાં આવેછે, કેમકે મંદિરો વગેરે દરેક હમેશના જાહેર મિલાડવામાં પણ સરકારે તેમજ દરબારે બંદોબસ્ત રાખવો જોઇએ અને તે કામના ખાસ નીતિવાન્ અધિકારીઓ નીમી લોકોની વર્ત્તણુક ઉપર પાકી દેખરેખ રાખવી જોઇએ, તેમાંનું થોડુંજ જોવામાં આવે છે. મંદિરોમાં મંદિરનો માલિક અથવા માલિકો વગર તપાસે ગમે તેવા લુચ્ચા લફંગા બ્રાહ્મણને, અતીત કે વેરાગીને પૂજારીનું કામ સોંપે છે, અને કેટલેક ઠેકાણે તો તેમ કરવામાં મંદિરના માલિકનો ખાસ હેતુ હોય છે એમ પણ જોવામાં આવે છે. માટે દરેક મંદિરમાં કોણ પૂજારી છે, ત્યાં શું વ્યવસ્થા કે અવ્યવસ્થા ચાલે છે, લોકોની નીતિ જળવાય છે કે નહિ વગેરે બાબતોને માટે અધિકારીઓએ ચોકસી રાખવી જોઈએ. તેમ નથી રહેતી તેથી વ્યભિચાર વધતો જાય છે.

લોકોને છૂટ આપીએ છીએ એમ સમજાવી સરકારે કેટલાક કાયદા એવા કર્યા કે તેથી ઉલટું નુકશાન જોવામાં આવે છે; અને તેથી આર્ય નીતિ રીતિનું નખોદ નીકળવા માંડયું છે. આ બાબત લોકોએ વિચાર કરવાનો છે કે જે છૂટ અથવા સ્વતંત્રતાથી ઉલટી અનીતિ ઉત્પન્ન થઇ અનર્થ

થાય એવી અયોગ્ય છૂટ ન આપવા સરકારને અરજ કરવી જોઇએ. વ્યભિચારની બાબતમાં સ્ત્રીને કોઇ રીતે જવાબદાર ગણવામાં આવી નથી, એ ખરેખર અનીતિની અભિવૃદ્ધિનું મૂળ છે. એક શેહેરમાં વ્યભિચારની એટલી બધી વૃદ્ધિ જોવામાં આવી કે ઠામઠામ વ્યભિચાર વાડો બંધાયો, અને રાતની વખત વ્યભિચારી સ્ત્રીપુરૂષોનાં જોડાં શેરીએ શેરીએ, ચકલે ચકલે ગલીએ કુંચીએ અને ખૂણે ખોચરે ઉભેલાંજ દેખીએ. આ વાતથી તે શેહેરના નીતિવાન્ પ્રધાનને ઘણું માઠું લાગ્યું, પણ કાયદેસર સ્ત્રી પુરૂષોને મરજી પ્રમાણે ફરવા હરવાની છૂટ છે તેથી તેનો કાંઇ ઇલાજ લઇ શકાયો નહિ અને અનીતિ અટકાવવાના તેના આ વિચારોને મનમાં મારવા પડયા. અલબત અધિકારી ધારે તો એવા કાયદાને થોડીવાર કોરે મૂકી અનીતિનો અટકાવ કરી શકે અને તેમ કરવાથી તેણે કાયદાપર પગ મૂકયો એમ કહી શકાય નહિ. મોટા અનર્થને અટકાવતાં કદાપિ થોડી રજવાડી રીત ચલાવવી પડે તો તે ચલાવવી તેમાં દોષ નથી પણ ડહાપણ રહેલું છે.

કાયદાએ સ્ત્રીઓને છૂટ આપવામાં દયાપણું બતાવ્યું હોય તો તે દયાપણું નહિ પણ નિર્દયપણુંજ ગણી શકાય. જે છૂટથી અનીતિ વધે તે સ્વતંત્રપણું નહિ, પણ સ્વેચ્છાચાર કે અત્યાચાર કહેવાય છે.

સ્ત્રીઓની બાબતમાં ખરૂં કહીએ તો તેમને દેવ દરશનની જરૂર નથી. સ્ત્રીને તો તેનો પતિ એજ તેનો દેવ, એજ તેનું શરીર, એજ તેનું દેવસ્થાન અને એજ સરસ્વ છે. હાય! એ સદાચાર, એ સમજણ અને એ સદ્‌ભાવનાનાં હવે સ્વપ્નાં આવશે! કયાં સત્યુગની સતીઓ અને કયાં આ કળિયુગની કુટિલ સ્ત્રીઓ! હાલની પતિ પજવણીમાંજ પાવરધા સ્ત્રીઓ પતિવ્રત ધર્મ પડતો મૂકી દેવ દરશન માટે ભટકતી ભામાઓ પોતાનો ધર્મ ભૂલી ગઇ છે. બગભકત બનેલી સ્ત્રીઓ બનીઠનીને બહાર નીકળે, હાથમાં દાણાની છાબડી અને માળા લઈ સખીઓના સાથમાં લટકતા લંકે અને ચટકતી ચાલથી રમરમાટ કરતી રામાઓ કટાક્ષથી કામી પુરૂષોનાં કાળજાને કોરતી અને ચિત્તને ચોરતી દેવ દરશનના મિશે દેવળમાં જાય ત્યાં લંપટ લાલાજીઓ ઇંદ્રિયોનું ક્ષણિય સુખ મેળવવા વિષય વાંચ્છનાથી, દેવ દરશન કે પૂજાના ભાવથી નહિ પણ સ્ત્રીઓનાં દેદાર માટે દિવાના થએલા દેવળમાં ડોકાં કાઢી જાળ પાથરી બેઠા હોય! અરે હાય હાય! મંદિરોના કેટ-

લાક સેવકો તો વળી મહા બગભક્તનું રૂપ ધરી બેઠા હોય. એક વખત રામ અને સીતા વનમાં ફરતાં હતાં ત્યારે સીતાએ એક બગલાને કાદવ ઉપર આસ્તે આસ્તે ચાલતો જોઇને રામને કહ્યું 'સ્વામીનાથ ! આ બગલો કેવો દયાળુ છે કે તેના પગ નીચેનાં કાદવનાં માછલાં અને જીવડા દુઃખ પામે માટે ધીમે ધીમે ચાલે છે! ત્યારે રામે કહ્યું ' પ્યારી ! તું એ બગલાની મતલબને સમજી નહિ. એ બગલો મહા ઠગ પક્ષી છે. તે દયાને લીધે નહિ પણ પોતાના શિકારને સહેલથી ચાંચમાં પકડવા માટે માછલાં તેનું ફરવું ન જાણે તેમ ધીમે ધીમે ચાલે છે.' તેજ પ્રમાણે હાલના બકભક્ત બ્રાહ્મણો અને પૂજારીઓ ઉપરથી મોટો આડંબર રાખી લોકોને એકસરખી રીતે જાળમાં ફસાવે છે, લોકોની વહુ દીકરીઓની લાજ લૂટે છે, વ્યભિચારની વૃદ્ધિ કરે છે, અને તેમને જેટલાં બાંધે તેટલાં સોહે છે. મંદિરોમાં તેઓ માતેલા સાંઢની માફક માણે છે, અને શ્રોતાઓને અને ભક્તોને ઉલટા દબાવે છે. આટલો બધો બગાડ છતાં તેનો કોઇ અટકાવ ન કરે એ તો ખરેખર હાલમાં હિંદુ ધર્મનું દયા ઉપજાવે એવું દુર્બળપણું સમજવું! લોકો કરતાં રાજાઓની અને તેમના કારભારીઓની ખાસ ફરજ છે કે આવાં જાહેર મકાનો ઉપર દેખરેખ રાખવી. પણ અફસોસની વાત છે કે રાજાઓમાંથી રજપૂતપણું ગયું! ક્ષત્રીઓમાંથી ક્ષત્રીવટ ગઈ ! શૌર્યહીન થયા! બાયલા બન્યા! હુક્કા, અફીણ અને દારૂમાં દિવાના થયા! વિલાસ ભવન એ તેમનું રાજ્ય ચલાવવાનું વિચાર ભવન! કારભારીઓ મરજીમાં આવે એવાં કાળાં ધોળાં કરે ! કહો ત્યારે લોકોની નીતિ અને જાન માલનું રક્ષણ શી રીતે થાય? આવા બ્રાહ્મણો, આવા રાજાઓ અને આવી અનીતિ આગલા યુગમાં નહોતી એમ કહેવાનું નથી પણ મુકાબલે ઘણી થોડી હતી અને ઘણા સદ્ગુણોમાં અલ્પદોષ દેખવામાં આવતો નહોતો.

લોકોમાંથી પ્રમાણિકપણાને નામે તો મોટું મીંડું વળ્યું ! ઈતિહાસ જણાવે છે કે મુખ વચન એજ આપણા પૂર્વજોનો દસ્તાવેજ હતો, અને મોડાનું બોલ્યું પાળવાને પ્રાણાર્પણ કરતા હતા. તે પવિત્ર પૂર્વજોના તનુજોનાં દાંભિક દેદાર તપાસો! વિશ્વાસ ઉઠી ગયો અને જાનમાલના રક્ષણની ચિંતા દરેક મનુષ્યના જીવને ફફડાવી મારે છે. દગો, કપટ, અવિશ્વાસ, અસત્યતા, આદિ દુર્ગુણોની વૃદ્ધિ થઇ! ક્યાં રામનું રાજ્ય અને તેની પ્રમાણિક પ્ર-

જા! અને ક્યાં આજની કુડકપટથી કપાએલાં મનવાળી પતિત પ્રજા! આગળ લોકો બારણે તાળાં વાસ્યા વિના ઉઘાડાં ફટાક બાર મૂકી બહાર જતા હતા. આજ ધોળે દહાડે ધાડ પડે છે, અને પડોશી તો શું પણ સગો ભાઇ પણ વિશ્વાસઘાત કરતાં વાર લગાડતો નથી. પોલીસ ચોકી અને અદાલતો વધતી જાય છે, તેની સાથે ગુન્હા કહે છે કે અમે પણ પાછળ પડવાના નહિ! તે પણ વૃદ્ધિમાંજ છે. ગુન્હા સાબીત કરવાનું કામ ભાડુતી સાક્ષીઓથી ચાલે. જૂઠા સોગન અને જૂઠી સાક્ષી એ તો આજના લોકોનો નિત્યનો અભ્યાસ થઇ રહ્યો છે. પૂરાવા ને કાયદે પ્રમાણિકપણા ઉપર પાણી ફેરવ્યું કહેવાયછે. ખોટા પુરાવાથી ખરો માર્યો જાયછે અને ચોર બચી જાય છે. લોકોના મોઢામાંથી નીકળે છે કે "ઇનસાફ કરનારાઓ ગજવાં ઉઘાડાં કરી બેઠા હોય છે અને દ્રવ્યને દેખીને પોતાનું સ્વરૂપ અને કર્તવ્ય ભૂલી જાય છે. પૂર્વે અદાલતો નહોતી અને પંચથી કજીઆ પતાવવામાં આવતા હતા તે ઘણું સારૂં હતું. આજ કોર્ટે ચડેલો માણસ કાયર થઇ ફરી કોર્ટે ચડવાના સમ ખાય છે અને પૂર્વના પંચના ફેંસલાને વધારે પસંદ કરે છે. પૂર્વે નાતીલાઓનો કજીઓ નાત બહાર જતો નહિ, પણ નાતવાળાઓજ પતાવી આપતા હતા, અને હાલમાં જે તકરારનો કોર્ટો એક વર્ષે નીવેડો આણે છે તેનો અગાઉ પંચથી એક દિવસમાં નીકાલ થતો હતો, અને વગર ખરચે સારો અને સસતો ઇનસાફ મળતો હતો. માટે હાલની કોર્ટોએ લોકોને કચરીને હેરાન કર્યા છે. આવી લોક વાણીમાં સત્યતા હોવીજ જોઇએ.

વેપાર રોજગારમાં પ્રમાણિકપણાનો કાંઇ પાર રહ્યો નથી. ચાકર ધણીનું હિત ચહાતો નથી અને શેઠ ચાકરને ચાકરની રીતે રાખતો નથી. વ્યાજવટાનો ધંધો ધમધોકાર ચાલ્યો છે. લેણું ત્રણ ટકાના વ્યાજ સોત ગણી લેવું અને દેણું સોના સાઠ કરીને આપવાની દાનત હાલના લોકોના જોવામાં આવે છે. મારૂં તારૂં સવાયું અને મારૂં મારા બાપનું એ હાલનું વ્યવહાર વર્તન છે; અને એજ આ જમાનાનું પ્રમાણિકપણું છે.

હમેશાં ગુણ અને દોષ સાથે રહેલા હોયછે તોપણ ગુણના ગણ આગળ અલ્પદોષ દેખાતો નથી. તેમજ દોષનું પ્રબળ હોય ત્યાં એકાદ સદ્ગુણ શોભતો નથી. સુધારાના સમયમાં ગુણ કરતાં દોષનું પ્રમાણ વિશેષ જોવા-

માં આવે છે. અને તેનો પ્રત્યાઘાત દરેક ધંધા રોજગારના માણસપર પડયો છે. ધર્મની સાથે ધૂર્તવેડો, ભણતરની સાથે ભ્રષ્ટતા (બુદ્ધિની) અભ્યાસની સાથે અભિમાન, વિદ્યામાં વાદવિવાદ, કોર્ટની સાથે કજીઆ અને કપટ, કાયદા સાથે કચાટ, પોલીસ સાથે પાન સોપારી, વેપાર સાથે વંચકપણું, અમીર સાથે આળસ અને અહંકાર, ગાડી સાથે લાડી, વૈદાં સાથે વિષય વાંચ્છના, વાડી સાથે વેશ્યાવાડો, ઉદારતા સાથે અવિવેક, અને હુદ્દેદાર પ્રત્યે હાજી હા પણું; એમ દરેક ધંધા રોજગારમાં સદાચારને બદલે છળ, કપટ, અસત્યાદિ અનેક મહા દોષોની વૃદ્ધિ જોવામાં આવે છે. આવું વિપરીત પરિણામ આવવાનું કારણ કાંતો હાલની કેળવણીની ખામી કે પછી સંસાર સુધારા માટે મચેલા સુધારાના આગેવાન ઉપદેશકોના ઉપદેશની ખામી સિવાય બીજું કાંઈ કારણ હોઇ શકતું નથી.

અનેક દુર્ગુણોની વૃદ્ધિની સાથે હિંસાની પણ હાલમાં વૃદ્ધિ જોવામાં આવે છે. ॥अहिंसा परमो धर्म.॥ એ આર્ય ધર્મશાસ્ત્રનું વચન છે, એટલુંજ નહિ પણ દરેક ધર્મ એ પ્રમાણેજ આજ્ઞા કરે છે, તથાપિ મુખ્ય ભિન્નતા એ છે કે મુસલમાન વગેરે અન્ય ધર્મના લોકો મનુષ્ય સિવાય અન્ય પ્રાણીઓને આત્મા નથી તેથી તેની હિંસા કરવામાં પાપ નથી, એમ માને છે. અને આર્ય ધર્મના લોકોના ઉદાર અંતઃકરણમાં સજાતીય મનુષ્ય અને વિજાતીય મુંગાં પ્રાણીઓ પ્રત્યે સમાન રીતે વાત્સલ્ય ભાવે સદાને માટે વાસ કરેલો છે, તેથી તેઓ એક અલ્પજંતુને પણ બુદ્ધિપૂર્વક મારી નાંખવાને આંચકો ખાય છે, અને એવાંજ કેટલાંક કારણોથી બીજા ધર્મો કરતાં વેદ ધર્મનું મહત્વ વિશેષે કહેવાય છે.

હિંસા કરવી એ મહા પાપનું કામ છે. પરમેશ્વરે મનુષ્યને માટે પ્રાણી, વનસ્પતિ અને તમામ વસ્તુઓ પેદા કરી છે અને તેનો ઘટતો ઉપયોગ કરવા મનુષ્યને ફરમાવેલું છે; અને તેટલાજ માટે મનુષ્યને બીજાં બધાં પ્રાણીઓ કરતાં વિશેષમાં ધર્મ એટલે સારાસાર સમજવાની બુદ્ધિની બક્ષીસ કરીને તેને સર્વોપરી સત્તા આપી છે. આ ઈશ્વર દત્ત બુદ્ધિનો ઉદારતાવાળો અને યોગ્ય ઉપયોગ કરે ત્યાંસુધી તો સારૂં, પણ જ્યારે તેનો ગેરઉપયોગ કરી ઇશ્વરી નિયમ તોડે ત્યારે તે માણસ મહા ઘાતકી થઇ ઇશ્વરનો મોટો ગુન્હેગાર થાય છે. અન્ય પ્રાણીની ઉત્પત્તિ તે મનુષ્યના આહાર માટે

તો નથીજ, કેમકે મનુષ્યોને માટે ઇશ્વરે અનેક પ્રકારની વનસ્પતિ તથા ધાન્ય પેદા કર્યા છે, અને તે વસ્તુઓ પેદા કરવાનાં સાધનો તથા શક્તિ આપી છે, એટલુંજ નહિ પણ મનુષ્ય જાતનો શરીરનો બાંધોજ એવું બતાવેછે કે મનુષ્ય માંસાહાર કરવાને અધિકારી નથી. જેના સ્વાધિનમાં પ્રાણી માત્રને યોગ્ય કાર્યમાં જોડી તેમને ઉપયોગમાં લેવા સોંપવામાં આવ્યા છે તેઓ તેમનું યોગ્ય રીતે રક્ષણ તથા પાલન કરવાને બદલે 'વાડ વેલાને ખાય' તેની પેઠે તેનું ભક્ષણ કરવામાં આવે, એટલે રક્ષ્ય વસ્તુનો નાશ કરવો એના જેવું પાપ અને વિશ્વાસઘાતનું કામ તે બીજું કેવું હશે !

સંકટના વખતમાં માણસ પોતાનો ધર્મ સાચવવાને સમર્થ નથી, તેથી તેવા પ્રસંગે માણસને સર્વોત્તમ પ્રાણી જાણી વિદ્વાન લોકો કેટલીક છૂટના વિચાર જણાવતા આવ્યા છે. દુષ્કાળના વખતમાં કદિ ભૂખે મરતાં માણસને અન્ય પ્રાણીનો આહાર કરવો પડે તે કાંઈક કારણસર ગણીએ, પણ અન્ય સાધનોથી મનુષ્યને આહાર કરવાની લાયક વસ્તુઓ મળતી હોય ત્યાં સુધી એવાં પાપ તરફ વૃત્તિ કરવી એ શ્રેષ્ટ માણસને ઉચિત નથી. છતાં કેટલાક ક્રૂર લોકોએ માંસાહારી થવાની રીત કાઢી અને ગરીબ બિચારાં મુંગાં પ્રાણીઓના પ્રાણ વગર વાંકે લેવા માંડયા. અરે ! જેને વાચા નથી, પણ આપણા જેટલુંજ દુઃખ થાય છે તેવાં નિરઅપરાધી મુંગાંપ્રાણી ઉપર નિર્દોષપણે પ્રહાર કરવા અને તેમના બરાડા બુમાટા સામી બિલકુલ દયા ન બતાવતાં બિચારાં કંગાળ પ્રાણીને રેંસી નાંખવું, એ કેવું નિર્દયપણું ! કેવું અમાનુષ્ય !!

મુવેલાં અથવા બીજાએ મારી આણેલાં પ્રાણીને ખાવામાં હિંસાનું પાપ ખાનારને થતું નથી, તે દલીલ તો ખોટીજ છે, કેમકે જેઓ માંસાહારી એટલે માંસ ખાવાવાળા છે તેઓ હાથે હિંસા નથી કરતા તોપણ માંસનો ઉપયોગ કરવાથી કસાઇ પારાધી પાસે હિંસા કરાવે છે એટલે તેઓ હિંસાને ઉત્તેજન આપનારા ઠરે છે, તેથી તેમને પણ હિંસા કર્યા બરાબર પાપ લાગે છે. માટે માંસ ખાવું એ પણ હિંસાજ છે એમ સમજવાનું છે. 'પડેલાં ફળ લેવાની રજા ઉપરથી અશોક વનનો સમૂળગો નાશ થયો, તે પ્રમાણે મુવેલાં ઢોર કે પ્રાણીઓને ખાવાથી હિંસા કરવાની રીત ચાલી અને વનમાં વસતાં અને કલ્લોલ કરતાં વનચરોનો વિનાશ થતો ચાલ્યો. માહાર

(ઢેડ) લોકોએ મુવેલાં ઢોરને ખાવાની રીત ચલવવાથી પછી કપટથી ઢોરનો નાશ થવા લાગ્યો અને હિંસાની વૃદ્ધિ થઈ.

ગૌવધ—વળી ગાય જેવાં અતિ ઉપયોગનાં પ્રાણીનો વધ કરવામાં આવે છે તે મોટો અનર્થ થાય છે. આર્ય ધર્મશાસ્ત્રમાં ગાયને પવિત્ર પ્રાણી માનેલ છે તેમાં કેટલું બધું ડહાપણ રહેલું છે, તે તો બારીક વિચાર કરી તેના ઉપયોગપણાનો અને સારા સારનો વિચાર કરી જુએ તેમનેજ માલમ પડે. સ્ત્રીઓ પોતાનાં વ્રતોમાં ગાયની પૂજા કરે છે ને તેને સારૂં સારૂં ખવરાવે છે, તે શું વિના કારણ છો ના. જેમ ગાયને પવિત્ર પ્રાણી માનેલછે તેમજ તેનું મૂત્ર તથા છાણ દેહશુદ્ધિના કામમાં લેવાય છે. એટલુંજ નહિપણ આ તરફના બ્રાહ્મણો એઠવાડ ન થાય માટે કેળના પાણીને બદલે ગૌમૂત્રમાં પાપડનો લોટ બાંધી પાપડ બનાવે છે. અમારા સુધરેલા સાહેબોને તો આ બધી ગાંડાઇ અને ગંદવાડ જેવું લાગશે પણ વિચાર કરતાં તેમાં કાંઇ ગાંડાઈ લાગતી નથી. ગૌમૂત્ર ઘણાં ઔષધો બનાવવાના કામમાં લેવાય છે, તેપરથી સમજાય છે કે તેમાં કાંઇક શરીર સંરક્ષણનો ઉત્તમ ગુણ રહેલો છે અને તેથીજ પાપડ બનાવવામાં ગૌમૂત્રનો ઉપયોગ કરવાની રીત નીકળેલી લાગે છે. તેનું છાણ ઘરનાં ભીંતડીઓ લીંપી ગંદકી દૂર કરવાનું સર્વ લોકોનું હમેશનું સાધન છે, તે ક્યાં કોઇથી અજાણ્યું છે? ત્યારે જે પ્રાણી દૂધ જેવા પોષક પદાર્થ વડે મનુષ્ય માત્રનું પોષણ કરે છે અને જેના દૂધથી માંડીને મૂત્ર અને છાણ જેવી વસ્તુ પણ નિરર્થક જતી નથી, તે પ્રાણી પૂજ્યપણાને પ્રાપ્ત થાય એમાં આશ્ચર્ય શું?

એક ગાય અને તેની સંતતિ સરાસરી લોકોને કેવાં ને કેટલાં ઉપયોગનાં છે તે બાબત એક ભાઇબંધે નીચે પ્રમાણે ગણત્રી કરી કાઢી છેઃ— ધારો કે જો એક ગાય બશેર દૂધ કરે અને બીજી ગાય શોળશેર દૂધ કરે, તો બન્નેની સરાસરી દરેક ગાયનું દૂધ નવશેર થાય, તો એક મહિનાનું ૨૭૦ શેર એટલે ૬ા। મણ થયું. એક ગાય આઠ માસ અને બીજી ગાય સોળ માસ દુધ આપે તો તે બન્નેનો મધ્ય ભાગ બાર માસની સરાસરી આવે-એ હિસાબે બાર માસનું એકંદર દૂધ ૮૧ મણ થાય. તેમાંથી એક મણ દૂધ નાશ ખાતે ગણતાં બાકી ૮૦ મણ રહ્યું તે એંશીમણ દૂધમાં છમણ ચોખા તથા ચૌદમણ સાકર નાખીએ તો એકંદર સોમણ ભાર થાય. તેને

પકવતાં વીશમણની ઘટ લાગે તોપણ એંશી મણનો ખીર થાય. દરેક માણસને બશેર ખીર બસ થાય તો દરેક મણ ખીરથી ૨૦ માણસ તૃપ્ત થાય, અને એ હિસાબે ૮૦ મણ ખીરથી ૧૬૦૦ માણસનું એક વખતનું પોષણ ખુશીથી થાય એમાં કાંઇ વાંધો નથી. આતો એક ગાયના એક વખતના વેતરથી આટલો લાભ થાય છે. પરંતુ હજી આગળ તપાસવાનું છે. એક ગાય આઠ વખત વીઆય અને બીજી ગાય અઢાર વખત વીઆય તો એ બન્નેની સરાસરી તેર વખતની આવે છે. હવે તેમાંથી પણ એક વ્યાજણ નાશ ખાતે જતાં બાકી ૧૨ બચ્ચાં રહ્યાં. તો તે બાર વખતના દૂધથી ઉપર મુજબ ગણતાં એકંદર ૧૯૨૦૦ માણસોનું એક વખત પોષણ થાય, એ વાત નિઃસંદેહ છે. તે ગાયના બાર બચ્ચાં તેમાંથી છ વાછરડી અને છ વાછડા થાય. છ વાછરડીના ઉમર ભરના બાર વખતના દૂધને એકંદર કરવાથી ઉપર મુજબ ૧,૧૫,૨૦૦ માણસોનું પોષણ થઈ શકે છે. હવે રહી બીજી ગાય, તેની તપાસ કરીએ આગળ બતાવ્યા પ્રમાણે બાર માસનું એંશી મણ દૂધ થાય તે બાર વર્ષનું ૯૬૦ મણ દૂધ થાય. તે દૂધને જમાવી છાસ કરવાથી તેમાંથી દરેક મણ દૂધનું પાંચશેર લેખે ગણતાં એકસોવીશ (૧૨૦, મણ ઘી થાય. એજ રીતે તેની છ વાછરડીઓના દૂધથી એકંદર ગણતાં ૮૪૦ મણ ઘી થાય. દરેક માણસના ખોરાકમાં દરરોજ એકટંકે પાંચ રૂપીઆભાર ઘી બસ થાય તો ૮૪૦ મણ ઘી ૨,૬૮,૮૦૦ માણસોને એક વખતના ખોરાકને પૂરૂં પડે, તેની છાસ જે બાકી રહી તે કેવી ઉત્તમ ચીજ છે, તેના ગુણનું વર્ણન કરતાં વિસ્તાર થવાની દહેસતથી બંધ રાખી હાલ તે ગાયોના વાછરડા બાબત વિચાર કરીએ. બે ગાયોના બાર વાછરડા, તેનો ઉપયોગ કેટલો છે તે તપાસી શું તો જણાશે કે બળદની એક જોડી બાર મહીને બસેં મણ અનાજ પકવે તો છ જોડી ૧૨૦૦ મણ અનાજ પેદા કરે તો દરેક જોડી આઠ વર્ષ ખેતીના ઉપયોગમાં આવે. એ હિસાબે એકંદર ગણતાં ૯૬૦૦ મણ થાય. તેમાંથી આગળ પ્રમાણે એક ગાય તથા છ વાછરડીના દૂધની ખીરમાં નાખવા સારૂ ચોખા ૫૦૪ મણ લીધા છે, તે બાદ કરતાં બાકી અનાજ ૯૦૯૬ મણ રહ્યું. દરેક માણસને એકટંકને માટે પોણોશેર અનાજ બસ થઇ રહે. આ પણ એક મધ્યમ ભાગની ગણત્રી છે, તો એ હિસાબે એકંદર ગણતાં ૫,૦૯,૨૮૮ મા-

ણુસનું એક વખતે પોષણ થાય. આ બે ગાયો તથા તેનાં બાર વાછરડાં તથા બાર વાછરડીનું એકંદર ગણતાં ૮,૯૩,૨૮૮ (લગભગ નવ લાખ) માણુસોનું એક વખત ખુશીથી પોષણ થઈ શકે. આ ઉપરથી એમ પણ ગણી શકાય છે કે જ્યારે બે ગાય તથા તેની સંતતિ ૮,૯૩,૨૮૮ માણુસનું એક ટંકનું પોષણ કરી શકે છે તો એક માણુસની સરાસરી ઉપર ૫૦ વર્ષ ગણતાં પણ તે લગભગ ૨૫ માણુસનું આખી જીંદગી સુધી પોષણ કરે છે. પૂર્વ પક્ષ તપાસીએ તો ખાત્રી થશે કે ગૌહત્યાથી કાંઇપણ વધુ લાભ નથી. જો એક ગાય સારી ને મજબૂત હોય તો તેમાંથી સાત મણ માંસ નીકળે ને બીજી નબળી ગાયમાંથી પાંચ મણ નીકળે તો એકંદર બાર મણ માંસ થાય. જો મુસલમાન લોકો જમવાના હોય તો દરેક મણ માંસથી ૨૦ આસામી જમી રહે. એ હિસાબે એક ગાયના વધથી માત્ર એકસો ને વીશ આસામીનું એક વખત પોષણ થાય. જો અંગ્રેજ લોકો જમવાના હોય તો દરએક મણ માંસથી આઠ જણ જમે, કારણ કે તે લોકો અન્નાદિક પદાર્થ થોડા વાપરે છે. તો બીજી ગાયના છ મણ માંસથી માત્ર અડતાળીશ જણ જમી શકે, તો બન્ને ગાયોના વધથી માત્ર ૧૬૮ માણસ એકટંક જમી શકે. કદિ તકરારની ખાતર વધુમાં વધુ બમણા ગણીએ તોપણ માત્ર ૩૬૬ થી વધારે જમી શકે નહિ. આ થોડા જણના તુચ્છ લાભ ખાતર જેનાથી લાખો માણુસને નુકસાન થાય છે તેને માટે અવશ્ય ઉપાયો લેવા જોઇએ અને ગૌહત્યાનો અટકાવ થવો જોઇએ.

વળી એ બે ગાય તથા તેનાં વાછરડાં મળી ૨૬ પ્રાણી થતાં બીજો લાભ જોઈએ તો તે ખેતીને ઉપયોગી છે. એ છવીશ પ્રાણીનું એકંદર ખાતર—છાણ તેર મણ, મુતર સાડાત્રણ મણ, તથા ચાર મણ કુચો. તેનું એકંદર ખાતર ૨૦ાા મણ થાય છે. તેમાંથી સાડાચાર મણ સૂકાતાં બાકી ૧૬ મણ રહે તો એ હિસાબે દરેક મહિને ૪૮૦ મણ થાય તો બાર મહિનાનું ૫૦,૭૬૦ મણ ખાતર થયું. તેથી વીશ વીઘાં જમીનમાં ખાતર પુરૂં પડે, એથી ખેતીનો કેટલો લાભ થાય તે તપાસો.

આ બધી ગણત્રી જોતાં એક ગાયની હત્યા થવાથી કેટલું બધું નુકસાન છે અને કેવો મોટો અનર્થ થાય તે સ્પષ્ટ સમજાય છે. અહા! મુઠીભર માણુસોના ક્ષણિક સ્વાદને સારૂ લાખો માણુસોના પોષણને છી-

નવી લઇ એક નિરપરાધી અને અત્યંત ઉપયોગી ગાય જેવાં ગરીબ પ્રાણીનો વધ કરી નાખવો એના જેવું અવિચારપણું અને નિર્દયપણું બીજું શું ? અમે આર્ય ધર્મશાસ્ત્રના બંધારણને આટલા માટેજ ઉત્તમ માનીએ છીએ, કે જેમાં પૂર્વાપર બધી બાબતોનો વિચાર કરીને ઉત્તમ પ્રકારે સાદા અને સરલ, નિર્દોષ નિયમો બાંધ્યા છે. જે ગાયને હિંદુઓ પવિત્ર માને છે તે ગાયનો બીજા યવન લોકો ચડસથી ને હોંસથી વધ કરે છે, પણ તેઓ સમજતા નથી કે તે પ્રાણી માત્ર હિંદુઓને ઉપયોગનું છે એમ નથી, પણ તે તો દુનિયાનાં સર્વ પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાને પરમેશ્વરથી નિર્માણ થયું છે. જે પ્રાણીથી હજારો પ્રાણીનું રક્ષણ થાય તે પ્રાણીનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ થાય એના જેવી કૃતઘ્નતા અને ક્રૂરપણું બીજું કયું ? રજપૂત રાજાઓ તો ગોબ્રાહ્મણ પ્રતિપાળ કહેવાય છે, તેમણે તો પોતાના મૂલકમાંથી ગૌવધનો એકદમ અટકાવ કરવો જોઇએ, નહિતો ગૌબ્રાહ્મણ પ્રતિપાળકનું તેમને અપાતું વિશેષણ ટળી જઈ ગૌબ્રાહ્મણ–ટાળક ગણાશે. સરકાર અન્ય પ્રાણીઓને મારવામાં હિંસા ન સમજતી હોય તો શા માટે મુંગાં પ્રાણીઓ ઉપર થતા નિર્દયપણાના અટકાવ માટે કાયદા કરે છે ? જો ગાય, બકરી જેવાં નિરઅપરાધી અને વળી ઉપયોગી પ્રાણીઓ માણસનાજ ખોરાક માટેજ પરમેશ્વરે પેદા કર્યા હોય તો તેઓના આંચળમાં ઇશ્વરે અમૃત સરખા મીઠા દૂધનો સંગ્રહ શા માટે કર્યો છે ? જે જે વસ્તુ અને પ્રાણી કુદરતના નિયમ પ્રમાણે પોતપોતાનાં કામ કરે જાય છે, તે પ્રાણી અને વસ્તુઓનો માણસો કુદરતી ઉપયોગ બંધ કરીને પોતાની મરજી પ્રમાણે સ્વચ્છંદપણે ગેર ઉપયોગ કરે, એના જેવી માણસોની બીજી એકે ઘેલછા અને મૂર્ખાઇ સમજવી નહિ. એથી તો ઇશ્વરનો નિયમ તોડવાનો મહા અપરાધ થાય છે. માટે અંગ્રેજ સરકારે હિંસાનો અને ગૌહત્યાનો અટકાવ કરી આ લોકમાં તેમજ આર્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે પરલોકમાં કીર્તિ મેળવવી જોઇએ.

**મદ્યમાંસાદિક આસુર આહારની વૃદ્ધિ**—હિંદુસ્તાનમાં મદ્ય માંસાદિક આહારની વૃદ્ધિ વામમાર્ગથી થઈ છે એમ લોકો કહે છે. હાલનો વામમાર્ગ એ ખરૂં જોતાં વામમાર્ગીઓએ મૂળ પંથને ભૂલી જઇ બીજાજ બગડેલા રૂપમાં લીધેલો દુરાચરણી માર્ગ છે. વેદના ઉપાસના કાંડમાં કહ્યું છે કે ભ-

જનમાં પાંચ આયતનો એટલે સ્થાન છે, તેમાં **શ્રી** એ મુખ્ય સ્થાન છે, અને તે **શ્રી**નેજ વામા કહીએ છીએ. ઇશ્વરની જે શક્તિ વડે જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય અને બંધ-મોક્ષ થાય છે, તે ઇશ્વરની અચિંત્યશક્તિ તે **શ્રી**. તેનું સ્મરણ-ધ્યાન જે કરે તે **શાક્ત** કહેવાય. પણ શક્તિ એ સ્ત્રિલિંગ શબ્દ હોવાથી સ્ત્રી છે એમ સમજવાનું નથી, અને **ઇશ્વર** એ પુલિંગ શબ્દ છે માટે પુરૂષ છે એમ સમજવું નહિ. તેમજ **બ્રહ્મ** એ નપુંસક લિંગ છે માટે ઈશ્વર નપુંસક છે એમ પણ સમજણ નથી. સમુદ્ર, પાણી અને પાણીનાં મોજાં એકજ છે, તેમજ શક્તિ, ઈશ્વર અને બ્રહ્મ એ વ્યાકરણની ભાષામાં જુદી જુદી જાતિનાં છતાં એકજ તત્વ છે. માટે મૂળમાં તો વામમાર્ગ અથવા શક્તિપંથ વેદ પ્રતિપાદ્ય ધર્મ છે. તેથી જે લોકો તેનો ખોટો અર્થ લેઇ તેની નિંદા કરે છે તે ભૂલ છે; પણ બીજી તરફથી વિચાર કરતાં હાલના વામમાર્ગીઓએજ અને તેમનાં વિરૂદ્ધાચરણોએજ લોકોમાં વામમાર્ગ વિષે હલકો મત ઉત્પન્ન કરાવ્યો છે. વામમાર્ગ તેના મૂળ બંધારણમાં નિંદ્ય નથી, પણ હાલમાં કેટલાક પાખંડી ધર્મની પેઠે તેમાં એટલો બધો બગાડો દાખલ થયો છે કે તે કેટલાક પાખંડ-ધર્મોની પેઠે નિંદાને પાત્ર થયો છે.

શિવભક્તિ તથા વિષ્ણુભક્તિનો જેવો પ્રકાર છે તેજ પ્રમાણે વામા એટલે પાર્વતી-શક્તિ, તેની ભક્તિનો જે પ્રકાર તેનું નામ વામમાર્ગ છે. છતાં વામમાર્ગીઓનાં આચરણો લોકોની નજરે નિંદાને પાત્ર થયાં છે, કેમકે તેની હાલની વર્ત્તણુક સામાન્ય લોકાચારથી વિરૂદ્ધ અને બેશરમી જોવામાં આવે છે. તેઓ ખરી રીતે ભક્તિ કરવાનો રસ્તો મૂકી દઇ વ્યભિચારાદિ કુચાલમાં પડી દુરાચારી થયા છે. ધર્મનું કાંઇ પણ નવું ધતિંગ ઉભું કરવામાં આવે તેમાં લોકોને વધારે મોહ હોય છે તેથી આંધળા થઈ તેમાં જંપલાવે છે. માણસની વૃત્તિ સારાં કામ કરતાં નઠારાં કામ તરફ વધારે દોડે છે, તેમાં એકાદ ઢોંગી માણસ મંત્ર તંત્રના ગપાટા મારી અંગમાં દેવ ધૂણાવી ઢોંગ મચાવે છે કે ફલાણા મંત્રની સિદ્ધિ સારૂ માંસભક્ષણ કરવું અને વ્યભિચાર કરવો વગેરે બદકર્મને ચસકે ભોળા લોકોને ચડાવે, એટલે તેમાં તેઓ પતંગની પેઠે પડી બદકર્મ કરવામાં સામીલ થાય છે. બદકર્મનો હરામ ચસકો એવો હોય છે કે તેમાં એકવાર પકડા

પછી માણુસ પોતાનાં શરીર, સંપત્તિ, અને કીર્તિનો ક્ષય જાણ્યા છતાં તે-માંથી નીકળી શકતો નથી. આ પ્રમાણે આવા ઢોંગી વામમાર્ગી લોકોનું ટોળું વધ્યું જણાય છે, ને તેને લીધે માંસ ભક્ષણ, મદ્યપાન, અને વ્યભિ-ચારાદિ અતિ અધમ અને વિનાશકારક કુચાલોની વૃદ્ધિ થઇછે. આ લોકોએ પોતાના પંથને વામમાર્ગ અને પોતાને વામી નામ આપ્યું પણ તે ખરા વા-મી નથી, વિપરીત વામી છે. તેઓ માને છે કે સ્ત્રીઓ છે તેટલી શક્તિ-ઓ છે, અને પુરૂષો છે તેટલા શિવ-દેવ છે, પણ તેમને દુનિયામાં જેટલાં ખરાબ અને નિંદ્ય કર્મ છે તે બધાં સારાં લાગે છે અને દેવ વિહિત જેટ-લાં કર્મ તે તેમને નિષિદ્ધ લાગે છે. તેઓ કહે છે કે અમારા મતમાં ભળ-શે તેનો એક વાળ પણ વાંકો થવાનો નથી. આવી લાલચો આપી મદ્ય-નો પ્યાલો પાઈ ભોળા લોકોને બેભાન બનાવી દેછે. ઘણુંકરીને આ ધર્મ-માં જારકર્મ કરનારી સ્ત્રીઓ વધારે ભળેછે અને તેથી સ્ત્રીઓ બીજા પુરૂ-ષોને પોતાના પાશમાં લેવાને સહેલથી શક્તિવાન્ થાયછે.

શ્રી-ચક્ર તાંબાનું બનાવી તેમાં સર્વ દેવતા બેઠા છે એવું ધારી તેમની સમક્ષ વ્યભિચાર કરવો, મદ્ય માંસ ભક્ષણ કરવું, નાચવું, કૂદવું વગેરે અ-નેક ત્રાસ જનક અને બિભત્સ ઢોંગ કરવો, એ હાલના ઘણા ઢોંગી વામી-ઓનો ધર્મ-ઢોંગ છે, અને એવોજ તેમનો ભજનનો પ્રકાર છે. કેવો વિ-પરીત પ્રકાર! નિરાકાર પરમેશ્વરને માતા-જનની-રૂપે એટલે શક્તિ-દેવી-રૂપે કલ્પી તેનું કામ ક્રોધ દૂર કરી શમદયાદિ સાધનો વડે ધ્યાન કરવું અ-ને જેમાં હિંસા ન થાય એવા નિર્દોષ ઉપચારો વડે તેનું પૂજન કરવું, એજ ખરા વામમાર્ગીઓનો ધર્મ છે. તેને બદલે જેઓ ઉપર પ્રમાણે ત્રાસ ઉપ-જાવે એવા ઢોંગ કરે છે તેઓને ઘણું શરમાવા જેવું છે!

આપણામાં આવા અનેક ધર્મ-ઢોંગ વધતા જાયછે. છોકરાં આપવાનો ઢોંગ કરનારા, વશીકરણ વગેરે અનેક સિદ્ધિઓની ખોટી શ્રદ્ધા બેસાડનારા, અં-ગમાં દેવ ધૂણાવનારા, તથા મંત્રોના અક્ષર બોલીજવાથી સિદ્ધિ થાયછે એવું બોલનારા અનેક ઢોંગી અને ફાંસીઆ લોકો, લોકોને ફસાવી રજોગુણ અને તમોગુણની વૃદ્ધિ કરેછે. અને સર્વ સિદ્ધિદાયક સત્વગુણનું સેવન મૂકી સત્યાનાશ વાળી સર્વ શક્તિવાન્ પરમેશ્વરનું મહાત્મ્ય ઘટાડેછે. એવા લો-કોનો સમાગમ કરવાથી પણ દૂર રહેવું જોઇએ, નહિ તો ભોળા લોકો તે-

મના ફંદમાં ફટ દઈ ફસાઇ જશે.

વામમાર્ગમાં આ પ્રમાણે માંસ મદિરા તથા વ્યભિચારનો છાનો ચાલો દાખલ થવાથી ઘરખૂણે બહુ અનીતિ વધી છે. સારા સારા ઉત્તમ બ્રાહ્મણો પણ છાની રીતે માંસ મદિરાનો ઉપયોગ કરવા લાગ્યા છે, અને તેમની વ્યભિચારની વાતો સાંભળીને તો વળી આપણે શોકસાગરમાં ડુબીએ છીએ. વ્યભિચાર એજ વિપરીત વર્તણુક સૂચવનારૂં વાક્ય છે તો પછી વ્યભિચાર—અધમ વ્યભિચાર—(બેન સાથે-દીકરાની વહુ સાથે, ભાઈની વહુ સાથે-અને એવીજ બીજી સંબંધની સ્ત્રી સાથે) કરવો એ કેવું નીચપણું! કેવું નિંદિત કામ!! આવા દાખલાઓ જ્યારે સુમાર વગરના આપણી નજરે પડેછે, ત્યારે આપણું અંતર બળેછે કે આપણા આર્ય લોકોનું આગલું મહત્વ લૂટાઇ ગયું!

દુનિયામાં જેટલા જેટલા અનર્થો છે તેના ઉપજાવનારા ઢોંગી માણસો છે, તેમણે પોતાના મલિન સ્વાર્થને લીધે એ ઢોંગો મચાવ્યા છે એટલુંજ નહિ, પણ તેની વૃદ્ધિને માટે શાસ્ત્રો બાંધ્યાં છે, અને તે પુસ્તકો ઉપર લોકોની શ્રદ્ધા બેસે માટે તે પુસ્તકો અને શાસ્ત્રોના બનાવનાર તરીકે પ્રખ્યાત પંડિતો અને શાસ્ત્રકારોનાં નામ સાથે જોડી દીધાં હોય છે. માટે અમુક પુસ્તકનો બનાવનાર તેમાં લખેલો છે તેજ છે એમ પણ હાલ માની શકાતું નથી. માટે એવાં બનાવટી પુસ્તકોનો પણ વિશ્વાસ કરવો નહિ જોઇએ, અને તેટલા માટે વામમાર્ગ હાલ કેટલાક ઢોંગી લોકોમાં ચાલે છે એવા અધમ રૂપમાં નથી એમ સમજી સદાચારની રીતિએ જગજ્જનની શક્તિ-પાર્વતીનું ધ્યાન કરવું એજ વામપંથ અને શક્તિપંથ છે. કોઈપણ પંથમાં માંસ મદિરા અને વ્યભિચારનું સેવન કરવું એવો દેખીતોજ અનીતિનો માર્ગ હોઇ શકેજ નહિ, અને જો એવા ઉપચાર હોય તો તે ધર્મ નથી પણ અધર્મ છે એમ સમજવું જોઇએ. યૂરોપ અને અમેરિકાના લોકો મદ્ય માંસનો ત્યાગ કરતા થયા છે ત્યારે હિંદુસ્તાનમાં મદ્ય માંસનો વેપાર ધમધોકાર વધતો ચાલ્યો છે એ પણ આ ઓગણીસમી સદીની—આ રાજ્ય બંધારણની—આજની કેળવણીની—સંસારી સુધારાની કે પછી આપણા નશીબની બલિહારી છે!!

## પ્રકરણ ૭ મું.

## સ્વદેશાભિમાન.

### ' સ્વધર્મનું અભિમાન એજ સ્વદેશનું અભિમાન છે. '

એ વાક્યનું પુનઃસ્મરણ કરાવી હવે સ્વદેશાભિમાન વિષે થોડું બોલી મારા ઉહાપુહ પૂરા કરૂં છું.

સંસારમાં અવતરી મનુષ્યને ત્રણ જાતનાં કાર્ય કરવાનાં છે; સ્વાર્થ પરત્વે—પરાર્થ પરત્વે-પરમાર્થ પરત્વે. આ ત્રણેનું કર્તવ્ય છે. ઉદરપોષણ માટે ઉદ્યોગ કરવો એ સ્વાર્થને માટે છે, તે કર્યા વિના ચાલતું નથી અને તે વિના બીજાં બે કર્તવ્યનો અભાવ છે. પણ આર્ય લોકોનું ભૂષણ છેલ્લાં બે કર્ત્તવ્ય પરાયણતામાં છે. સ્વાર્થ માટે ઉદ્યોગ કરી ફક્ત તેમાંથી પોતાનો સ્વાર્થ સાધીને બેસી ન રહેતાં થોડામાં પોતે સંતોષ માની પોતાના ઉદ્યોગનું ફળ બીજાં મનુષ્યોને અને પ્રાણીઓને આપવું, એ માનવનું મહત્કર્મ માન્યું છે. ટુંકામાં પરોપકારનાં કામો કરવાં એજ ઉદ્યમી લોકોનો અને ઉદ્યમ વડે થએલા પૈસાપાત્ર લોકોનો ધર્મ છે. જે માણસ પોતાના ઉદ્યોગનું ફળ બીજાને નથી આપતો તે મનુષ્ય નથી; જે માણસ પોતાની કમાણીમાંથી પરોપકારનાં કામ નથી કરતો તે સ્વાર્થી માણસ મનુષ્ય નથી પણ પશુ જેવો સમજવો. માટે મનુષ્યે સ્વાર્થ માટે નીતિને રસ્તે ઉદ્યોગ કરી તેમાંથી પરાર્થનાં કામ કરવાં અને એ કાર્યમાંથી પરમ અર્થની સિદ્ધિ થાય છે. દુનિયામાં દરેક માણસ પોતાના સજાતીય મનુષ્યને મદદ કરવા બંધાયો છે, અને મદદ કરવી એ તેનો ધર્મજ છે. દરેક મનુષ્ય કોઈ પણ પ્રકારે કોઇ પણ મનુષ્ય કે પ્રાણીને સહાયતા કરી તેના ઉપર ઉપકાર કરે છે. પરોપકાર કરવો એટલે બીજાં પ્રાણીઓને મદદ કરવી એ માણસની શક્તિ ઉપર આધાર રાખે છે. આ શક્તિ ત્રણ પ્રકારથી આવી શકે છે. વિશેષે કરીને અધિકાર અને પૈસા પાત્રતા એ પરોપકાર કરવાનાં મુખ્ય સાધનો ગણાય છે, પણ તેથી એમ નથી સમજવાનું કે એ બે મનુષ્યોજ પરોપકારનાં કામ કરી શકે. ખરૂં છે કે તેઓ ધારે તો મનુષ્યોના મોટા ભાગને સહાયતા કરી શકે, પણ અમુક માણસોને સહાયતા કરવી એ કોઇપણ માણસની શક્તિ બહાર નથી; કેમકે પરોપકાર માત્ર પૈસા વડેજ થાય છે એમ કાંઇ નિયમ

નથી. તન-મન-ધન એ ત્રણે પ્રકારથી માણસ પરોપકાર કરી શકે છે. ધન વડે થતાં પરોપકારનાં કામ કરતાં તન અને મનનું પરાક્રમ કાંઈ ઓછું નથી. મનની શક્તિ વડે કાંઈક અલૌકિક પરોપકારનાં કાર્ય થાય છે, તે આપણે અનુભવથી જોઇએ છીએ. માટે તન, મન અને ધન એમાંથી જે વડે જેનાથી જેવાં પરોપકારનાં કામ થાય તેણે તેવાં પરોપકારનાં કામ કરવાં એ મનુષ્ય માત્રની ખાસ ફરજ છે.

મનુષ્ય માત્રનો ઉત્પન્ન કરનાર એક ઈશ્વર છે, તેથી સૌ માણસો સરખાં છે, કોઇ વધારે ઘટાડે સંબંધી નથી. આવો ન્યાય જોતાં "મારૂં તારૂં" રહેતું નથી. ત્યારે એવી શંકા ઉઠે છે કે **'સ્વાભિમાન'** શબ્દની ઉત્પત્તિજ હોવી ન જોઇએ. અને 'સ્વાભિમાન' એ મનુષ્યમાં સદ્‌ગુણનો અંકુર સમજવો કે દુર્ગુણનો? એક રીતે તો મનુષ્ય માત્ર સમાન છે. અને મહાન્ પિતા-પરમેશ્વરના વંશના છીએ. આપણો અલૌકિક વ્યવહાર અસલથીજ એવો બંધાણો છે કે ઉત્તરોત્તર પેઢી પ્રમાણે સંબંધમાં ન્યૂનાધિકતા જોવામાં આવે છે, અને મનુષ્યના સ્વભાવમાંજ કાંઇક એવી ઇશ્વરી પ્રેરણા મુકાએલી હોય એમ જણાય છે. કાકાના દીકરા ભાઈ કરતાં પોતાના સગા ભાઇ ઉપર વધારે સ્નેહ સ્વભાવમાંજ હોય છે. બીજાના કુટુંબી કરતાં પોતાના કુટુંબી ઉપર વધારે વહાલ ઉપજે છે. સ્વજાત કે નાતના કરતાં પર નાત—જાતના માણસપર થોડી મમતા જોવામાં આવે છે, અને પરદેશી કરતાં સ્વદેશી ઉપર વિશેષ વહાલ ઉપજે છે, એ સ્વભાવનુંજ લક્ષણ છે. તેથીજ 'સ્વાભિમાન' શબ્દની ઉત્પત્તિ છે. અને તેટલા માટે સ્વાભિમાન એ દુર્ગુણ નથી પણ સદ્‌ગુણ છે. માટે સ્વાભિમાન રાખવું એ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય ઠરે છે. આ ઉપરથી એમ સમજાય છે કે માણસે પ્રથમ પોતાના કુટુંબીઓને સહાયતા કરવી, પછી પોતાની નાત જાતને, પછી પોતાના દેશને અને પછી દેશી કે પરદેશી દુનિયાના સર્વ મનુષ્યોની સહાતામાં તત્પર થવું. પોતાના સંબંધીઓને ખાવા ધાન્ય ન મળતું હોય અને દુઃખથી પીડાતા હોય તેની દરકાર ન કરતાં તેને તેના નશીબને સ્વાધીન પડતો મૂકી છેટેના સંબધીઓને સહાયતા કરવી એ એક જાતનો અવિવેક છે અને સ્વાભાવિક ક્રમને તોડયા બરોબર છે. એટલા વાસ્તે જો કે બધા એક ઇશ્વરની ઉત્પત્તિ તરીકે સરખા છે અને બની શકે તો સૌને સહાયતા

કરવી, સૌના હિતમાં પોતાનું હિત માની સૌનાપર હેત રાખવું અને વગર કારણ વેર બાંધી વાસ્તવિક કારણ વિના કુસંપ કે કલહ ન કરવો. પણ સ્વદેશ અને પરદેશના સંબંધે બેની હરીફાઇમાં સ્વદેશનું હિત પ્રથમ ઇચ્છી સ્વદેશીઓની સહાયતામાં પ્રથમ પ્રયાણ કરવું જોઇએ.

કયા દેશના, કયા ધર્મના અને કઈ જાતના લોકોએ સ્વાભિમાનનું શૌર્ય નથી બતાવ્યું? હજારો સ્વાભિમાની પુરૂષોએ સ્વધર્મ અને સ્વદેશની સેવા માટે પોતાના જીવ જોખમમાં નાખી પ્રાણાર્પણ કર્યા છે, તે વાત આપણાથી કયાં અજાણી છે! ક્રુસેડના કજીઆ સ્વાભિમાનને લીધેજ થયા હતા. વિલ્યમ વાલેસ અને પિટ સ્વદેશને માટેજ મથ્યા હતા. રણમાં સિંહરૂપ રણજિત, મેવાડના મહાનુભાવ મહારાણાઓ, પરાક્રમી પૃથ્વીરાજ અને શૂરવીર શીવાજીએ સ્વધર્મ અને સ્વદેશને માટેજ સ્વાર્પણ કર્યાં! 'અમેરિકન વોર' સ્વદેશાભિમાનનો અંકૂર સળગી ઉઠવાથીજ ઉત્પન્ન થઈ હતી. હિંદુઓએ અને મુસલમાનોએ લાખો માણસોનો ભોગ આપી મહાભારત કંકાસ રૂપી મહાસાગરમાં મથન કર્યું, તે સ્વદેશાભિમાન—અરે! સ્વધર્માભિમાનનોજ પ્રતાપ !!

સ્વદેશાભિમાની પુરૂષો સ્વદેશની અને સ્વધર્મની સેવા પરાક્રમવડે કરવાથી પૂજ્યપણાને પામ્યા છે, તો આપણે આપણા દેશને માટે, આપણા ધર્મને માટે અને તે બન્નેના ઉત્કર્ષ માટે કાં મથન ન કરવું? સ્વધર્મને માટે મથન કરવું એટલે જેમ મુસલમાનોએ વગર કારણે કેવળ દેશ અને દોલત મેળવવાના હરામના હેતુથી હિંદુસ્તાનને હેરાન અને વેરાન કર્યું, તેમ નહિ; દેશોદયને માટે દમન કરવું એટલે પર પ્રજાઓને પીડા કરી તેને લૂંટી ઝૂંટી સ્વદેશમાં દોલત ભરવી એમ નહિ; આર્યોત્કર્ષને માટે આદર રાખવો એટલે બીજા દેશોના ઉત્કર્ષમાં પા'ણો નાખવાનું પાપી કામ કરવું એમ નહિ, પણ પરદેશી લોકોના પ્રપંચથી અને સ્વાર્થ સાધનાથી સ્વદેશી લોકોનું કોઇ રીતે અકલ્યાણ થતું હોય, પીડા થતી હોય અને અન્યાય થતો હોય તો તેનો અટકાવ કરી સ્વદેશીઓને પાછા સ્વતંત્રપણે સુખ ભોગવતા અને પોતાનો ધર્મ પાળતા કરવા એજ સ્વદેશાભિમાની મહાત્મા પુરૂષોનું કામ છે.

પ્રથમ આપણે આપણા મહત્વનો વિચાર કરવો જોઈએ. આપણું કુળ, આપણી ઓલાદ, અને આપણા પૂર્વજો કોણ અને કેવા હતા તેની

માહેતી મેળવવી જોઇએ, તે વિના આપણી શી દશા થઇ છે, આપણી શી અવગતિ થઇ છે, તેનો ખ્યાલ પણ થઈ શકે નહિ. પૂર્વજોની સ્થિતિનું પરિપૂર્ણ ભાન થયા વિના આપણને સાન આવવાની નથી, અને આપણું હાલનું મિથ્યાભિમાન અને મિથ્યા માન ગુમાન ઓછું થવાનું નથી. પૂર્વજોની જાહોજલાલી જાણ્યા વિના 'હાલનો ઠાલો ઠણકો વાગે ઘણુ' એવો 'ભૂખ મરો' ને 'ઝાઝો બરો' આપણું ભાન ભૂલાવે છે. આપણા વડવાઓ જેટલું જાણતા હતા, તેટલું બધું હજી આપણા ઉપર રાજ્ય કરતાએ જાણ્યું નથી, અને આપણા પૂર્વજોમાં જેટલું પરાક્રમ અને શક્તિ હતાં, તેટલું પરાક્રમ કે શક્તિ હાલની કોઇ પ્રજામાં જોવામાં આવતી નથી, એ વાતનો આપણે જ્યાં સુધી વિચાર નથી કર્યો ત્યાં સુધી આપણે આપણા સુધારામાં મોહ પામી મૂઢ જેવા બેસી રહેવાના અને પૂર્વજોની પ્રૌઢ સ્થિતિનો હાલની દયાને પાત્ર થએલી હાસ્યજનક હાલત સાથે સરખાવ કર્યા વિના સ્વદેશ વાત્સલ્ય અને સ્વદેશ ભક્તિના અભાવથી ખાલી થએલ આર્ય અંતરમાં આર્યાભિમાનનો ઉમળકો આવી શકવાનો નહિ. માટે હે આર્ય! તું કોણ હતો અને કોણ છે? તેનો પ્રથમ વિચાર કરી પછી આગળ પગલું ભર.

હાલના અર્ધદગ્ધ જુવાનીઆઓ થોડું ઘણું ભણી મોટા વિદ્વાનનો ડોળ ઘાલતાં શીખ્યા છે, તેઓના પોકળ અંતઃકરણમાં એવા મલિન વિચારો ઠસી ગયા હોય છે કે તેઓ પોતે પોતાને સર્વજ્ઞ માની પોતાનુંજ ગાણું ગાય છે અને મહા અનર્થ ઉત્પન્ન કરે છે. એક શ્લોકમાં અર્ધદગ્ધનો મોટો મહિમા કહ્યો છેઃ—

**अज्ञसुखमाराध्यःसुखतरमाराध्यतेविशेषज्ञः ॥**
**ज्ञानलवदुर्विदग्धंब्रह्मापितंनरंनरंजयति ॥ १ ॥**

અજ્ઞાની માણસના મનનું સમાધાન સહેલથી થાયછે, એટલે મૂર્ખ અને ભોળા લોકોને વિદ્વાન લોકો જે રસ્તે દોરે તે રસ્તે સહેલથી દોરાયછે, અને વિશેષ જ્ઞાનવાળા વિદ્વાન લોકોના મનનું સમાધાન તો ઘણીજ સહેલથી થાય, પણ થોડા જ્ઞાનથી દઝાએલા માણસના મનનું સમાધાન બ્રહ્મા પણ કરી શકતા નથી, એટલે તેને સમજાવવા કદી બ્રહ્મા ઉપરથી ઉતરી આવે તોપણ તેઓ સમજતા નથી. જેઓનો આવો મોટો મહિમા છે,

તેમના ગુણનું શું વર્ણન કરવું? એવા અર્ધદગ્ધ જુવાનીઆએ નાતોનું નખોદ વાળ્યું અને જેમણે સ્વદેશનું સત્યાનાશ વાળ્યું, તેમના કુતર્કોથી કટાએલાં મનનું સમાધાન કરવાને બ્રહ્મલોકનો દેવ પણ શકિતવાન્ નથી મનાયો, ત્યારે મનુષ્યનો શો ભાર! પણ સમજુ અને વિચારવંત લોકો સારાસાર વિચારે, આગળ પાછળનો સંબંધ અને કારણો તપાસે, વેદ, ઇતિહાસ અને પૂરાણોની વાતોનો પૂર્વાપર સંબંધ અને હેતુ વિચારે અને તેમાં લખેલી અદ્ભૂત વાતોને હસી ન કાઢતાં દ્રઢ વિશ્વાસ રાખી વિચાર કરે તો સમજે કે પૂર્વના આર્ય લોકોનો મહિમા મહિમાં મોટો હતો; તેઓ ભૂલોકમાં વસનારા દેવો હતા. આપણે આવી શુદ્રવત્ ગુલામગીરીની સ્થિતિમાં શી રીતે આવ્યા અને પાછા પૂર્વજોની અપૂર્વ સ્થિતિએ શી રીતે પહોંચાય તેનો વિચાર કરવો જોઈએ.

કેટલાકને પોતાના પ્રાચીન પૂર્વજોની ગવાતી મોટાઇની પ્રતીતિ થતી નથી, એ પણ આપણા ઉત્સાહમાં અને દેશોન્નતિમાં અટકાવ કરનારો આપણો અવગુણ છે. પ્રાચીન આર્ય લોકોમાં આજ કરતાં થોડાં સાધનો અને હુન્નરો નહોતાં એમ ઇતિહાસથી અને અનુભવથી જણાયું છે. વેદમાં લોહચુંબકના દાખલાઓ છે, તે પરથી જણાય છે કે પ્રાચીન આર્ય લોકોને લોહચુંબકનું તથા વીજળીનું જ્ઞાન હતું. વિમાનમાં બેસી યુદ્ધ કરવાની વાતો અને આકાશમાં અંતરીક્ષ ફરવાની વાતો આર્ય લોકોના ઇતિહાસોમાં ઠામ ઠામ જોઇએ છીએ, તે પરથી સમજાય છે કે તેમને વાયુનાં સૂક્ષ્મ પડનું, ઉષ્ણતાનું અને વજનનું જ્ઞાન હોવું જોઈએ; તે વિના વિમાનની (એક જાતનું હાલનું બલૂન) ઉત્પત્તિનો સંભવ નથી. હીરા, માણેક, મોતી, પાનાં, ધાતુ અને પારા વગેરે પદાર્થોનાં નામ લખેલાં છે, તેથી તે સર્વ પદાર્થોને ઉત્પન્ન કરવાનાં સાધનો પણ તેમની પાસે હોવાં જોઇએ, એટલે તેઓ રસાયણ શાસ્ત્ર તથા પદાર્થ વિજ્ઞાનમાં પ્રવીણ હતા. ભારતમાં પાંડવોને વાસ્તે મયાસુર નામના દૈત્યે **મયસભા** કરી આપી હતી, તેમાં કાચનું કામ ઘણુંજ બારીક કર્યું હતું, તથા તેમાં સૂક્ષ્મ દર્શક અને દૂરદર્શક દુર્બિનો, ઘડીઆળો, અને જીવતાં પ્રાણીની પેઠે શબ્દોચ્ચાર કરે એવાં કૃત્રિમ પક્ષીઓ અને મનુષ્યો બનાવી ગોઠવ્યાં હતાં. એવા અનેક ચમત્કાર એ સભા મંડપમાં ગોઠવ્યા હતા. વળી તે સભામંડપ લાખો માણસો બેશી શકે એવો વિશા-

ળ છતાં માત્ર આઠ માણસો તેને એક જગાએથી બીજી જગાએ ફેરવી લ-ઇ જઇ શકતા હતા. આ બધાં ઉપરથી સિદ્ધ થાય છે કે હાલના અંગ્રેજો, ફ્રેંચો, જર્મનલોકો, ચીનાલોકો, અને અમેરિકન લોકોએ જે કળા કૌશલ્યના શોધો કર્યા છે તે કરતાં પણ વધારે સરસ કૌશલ્ય પાંડવોની મય સભામાં માલમ પડી આવ્યું છે. રાવણની લંકામાં તોપો હતી તે પરથી સાબીત થાય છે કે તે વખતે દારૂ ગોળાનો શોધ અને ઉપયોગ હશે; અગ્નિરથ એટલે બાફની સહાયતાથી ચક્રો ફેરવી ગાડીઓ ચલાવતા હતા, એટલે વરાળનો ઉપયોગ અને તેનાં યંત્રો હતાં; સિક્કા, મોહ'ર છાપો આપતા હતા તે પરથી અનુમાન થાય છે કે તે વખતે છાપખાનાં પણ હશે; દ્વીપદ્વીપાંતર ફરતા હતા તે પરથી સમજાય છે કે નૌકાશાસ્ત્ર સમજતા હતા; યુદ્ધની કવાયતો તો તે વખતે સર્વોત્તમ પ્રકારની હતી, કેમકે અનેક પ્રકારની સૈન્યની વ્યૂહ રચના ભારતમાં બતાવી છે, તે હેરત ઉપજાવે છે. રામચંદ્રજી પુષ્પક વિમાનમાં બેસીને લંકાથી અયોધ્યામાં આવ્યા અને સંજયે કુરૂક્ષેત્રમાં થતું યુદ્ધ તેજ ક્ષણે ધૃતરાષ્ટ્રને હસ્તિનાપુરમાં બેઠાં વર્ણવ્યું છે, એ યંત્ર કળાનોજ મહિમા હોય. જો આ બધી ઇતિહાસની વાતો ખોટી માનીએ તો હાલના રેલવે તાર, ટેલીફોન વગેરે શોધો અને સાધનો કાળાંતરે કાળના મહિમાથી નાશ પામે તો હજારો વર્ષ પછીની પ્રજા હાલના ઈતિહાસને પણ ખોટોજ માને; આ માનવું જેવું ભૂલ ભરેલું છે તેવુંજ પ્રાચીન કાળમાં હાલના જેવા શોધો નહોતા એમ માનવું ભૂલભરેલું છે, પણ ધર્મ કર્મ સિવાય અન્ય સાધનોને ગૌણ માનીને ધર્મમાંજ પ્રવૃત્તિ કરવાવાળા પ્રાચીન આર્યોએ કળા કૌશલ્ય અને શોધોની બહુ પ્રવૃત્તિ કરી હોય એમ લાગતું નથી, અને બારીક ઇતિહાસો લખવાનો તે વખત ઘણો થોડો અભ્યાસ હોવાને લીધે આજ તે બધું અંધારામાં છે અને વળી તે અજવાળામાં મૂકવાનો આપણો ઉદ્યમ જોઈએ તેવો નથી, તેટલા માટે પૂર્વજો કાંઇ જાણતા નહોતા એમ કહેવાય નહિ, પ્રાચીન આર્ય લોકોમાં જે અદ્‌ભુત શક્તિ જોવામાં આવે છે, તે આજ કયા લોકોમાં છે! યોગ સિદ્ધિ વડે અલૌકિક શક્તિ ધરાવતાં છતાં પણ તે શક્તિનો પ્રાચીન ઋષિઓએ કદિ ગેરઉપયોગ કર્યો જાણ્યો નથી. આજ પ્રાચીન આર્યોના જેવી આર્ય પ્રજા પાકતી નથી એજ વાત બે જમાનાનો મુકાબલો કરવાને બસ છે. પ્રાચીન કાળના મહા

પ્રતાપી સૂર્યવંશી **રામ** રાજા દિવ્ય કર્મો વડે પોતાનાં યશાળાં જન્મચરિત્રનો ચિતાકર્ષક ચિતાર મનુષ્યોના ચિત્તમાં ચીતરી આ લોકમાં અમર થયો, અને અમર (દેવ) તરીકે પૂજાયો, તેવો આજ કોઇ રાજા સૂર્યવંશને શોભાવે છે? નહીંજ. ક્યાંછે આજ પવિત્ર, પરાક્રમોથી પ્રખ્યાતિ પામેલા પાંડવો? જેઓ પોતાના પિત્રાઇ ભાઇઓના છળ કપટથી અનેક દુઃખો સહન કરી વનમાં રહ્યા અને અંતે ॥ धर्मो जयति ॥ તે ન્યાયને સિદ્ધ કરી દિગ્વિજય કર્યો, પિત્રાઇ ભાઈઓનો સંહાર કર્યો, અને તોપણ તેથી ખેદ પામી રાજત્યાગ કરી વનવાસ ભોગવ્યો. ધર્મનું સ્વરૂપ એવો હાલની પૃથ્વીનો કયો ધર્મરાજા છે? અરે! એક વચની અને ઔદાર્યનું ઉદાહરણ રૂપ આજનો કયો રાજા હરિશ્ચંદ્ર છે? જેણે પોતાના ચંડાળ ધણીનો હુકમ ઉઠાવવા પોતાની પ્રાણપ્રિયા સતી **તારા** ઉપર પ્રહાર કરવાં પાછો પગ ન દેતાં અનુપમ ધૈર્ય અને સત્યતાની સીમા બતાવી! ચંદ્રવંશનો કયો રાજા હાલમાં ઉદારતામાં અગ્રેસર કર્ણનું માન ધરાવે છે? પુણ્ય શ્લોક **નળ**, બાણાવળી **અર્જુન**, ભયંકર **ભીમ**, વીર **વિક્રમ** અને ભદ્રિક **ભોજ**, જેવાં રાજરત્નો વિના માતૃ આર્યભૂમિ આજ ખેદથી ખિન્ન થએલી છે અને અંદરમાં ઉદાસ છે, તે આપણે જોતા નથી શું? અરે! આજ ક્યાં છે તે હિંદના હિરા, કવિ કુળમાં શિરોમણી **કાળીદાસ**, **વાલ્મીક** અને **વ્યાસ**, **ભવભૂતિ** અને **ભારવી**, મહર્ષિ **વિશ્વામિત્ર**, અને **વશિષ્ટ**, ભૃગુ અને **ભારદ્વાજ**, **ગૌતમ** અને **ગોભિલ**, **કણાદ** અને **કપિલ**, **પતંજલિ** અને **પાણિનીય**, **પરશુરામ** અને **પારાશર**, **અક્ષપાદ** અને **અગસ્ત્ય**, **શુક્રાચાર્ય** અને **શંકરાચાર્ય** અને **દ્રોણાચાર્ય** અને **ભીષ્મપિતામહ**? શું હિંદમાતા રસ કસ વિનાની થઇ છે કે તેમાં આવાં સ્વાદિષ્ટ અને ચમત્કારિક ફળો—**માંધાતા** જેવા મહારાજાઓ—**રામ** જેવા રાજર્ષિ રત્નો—**બળી** જેવા બાણાવળીઓ—**ભીમ** જેવા ભડવીરો—**પરશુરામ** જેવા પરાક્રમી પુરૂષો—**સીતા** જેવી સતીઓ—**વ્યાસ** જેવા વિદ્વાનો—**કાળીદાસ** જેવા કવિઓ અને તત્વનેજ શોધનારાં તનુજો પાકતાં નથી?

દેશ ભક્તિ, રાજ્યભક્તિ, શૌર્ય, પરાક્રમ અને કુલિનપણું તો પ્રાચીન આર્ય અને અર્વાચીન રજપૂતોના ઈતિહાસમાંજ ખરેખરૂં દર્શન દેછે. સલીમની સાથે લડતાં રાજા રાણાને બચાવવાને ઝાલારાજાએ પોતાના પ્રાણ અર્પણ કર્યા અને તેના બીજા સરદારો તેની છેક નિરાધાર સ્થિતિમાં પણ

બળવાન દુશ્મનોની વચ્ચે પ્રતાપને વળગી રહ્યા હતા. ભામાશા પ્રધાને પોતાની બધી દોલત પ્રતાપને અર્પણ કરી. આજ એવી નિર્મલ રાજ્યભક્તિ ક્યાં છે? પોતાનો સ્વાર્થ સરતો હોય તો રાજાના સરદારો અને કારભારીઓ રાજ્યનાં રાજ્ય ડૂબાવવાને અને રાજાઓને દગો દેવાને દેર કરેજ નહિ! દેશ ભક્તિમાં રજપૂતોએ મરવું કે મારવું એમ નિશ્ચય કરી કેટલી કેટલીવાર કેશરીઆં કર્યાં છે! દેશ ભક્તિને માટે રાજા રાણાઓએ કેવી કેવી વિપત્તિઓ વહોરી લીધી છે. જુઓ પ્રતાપનું પણ! ચીતોડ ખોયા પછી પ્રતાપે પણ લીધું હતું કે તે મુસલમાનો પાસેથી પાછું મળે તોજ રાજ સાહેબી ભોગવવી. તેથી તે ઝુંપડીમાં રેહેતો, પત્રાળીમાં જમતો, અને ઘાસ ઉપર સૂતો. ચિતોડ પાછું મેળવવાને તે ઘણું મથ્યો, અને અંતે મરતી વખત પોતે લીધેલું પણ પોતાના સરદારો પાસે પળાવવાનું વચન લીધું ત્યારેજ તેનો પ્રાણ સંતોષ પામીને ગયો. દેશ ઉપર આફત એવી ધ્વની દરેક રજપૂતના લોહીને ઉકળાવી નાખતી. રજપૂતનો **ઘોડો**, રજપૂતની **સ્ત્રી**, તેની **તરવાર** અને તેનો દેશ એ વિષે અપમાન ભરેલું ભાષણ રજપૂત બચ્ચો સાંભળીને બેશી રહે એવું ભાગ્યેજ બનતું હતું. આજે રજપૂતોને કોઈ બે ટપલા મારી જાય તો પણ સહન કરી બેશી રહે છે. કેવો દયા ભરેલો દેખાવ! કેવો વિપરીત ફેરફાર!! શૌર્ય, પરાક્રમ વિષે પ્રાચીન રજપૂતો વિષે તો બોલવુંજ શું? પણ અરે મધ્યકાળ સુધી પણ પૂર્વજોનાં આ શૌર્ય પરાક્રમ વારસામાં મળ્યાં હતાં, અને રજપૂતોમાં રજપૂતી લોહી ઉકળતું હતું. બાપારાવળ, સમરસિંહ, હમીર, કુંભો, સંગ, પ્રતાપ અને રાજસિંહ વગેરે મેવાડના પરાક્રમી રાણાઓ, રાઠોડો, હાડાઓ અને રજપૂત સંસ્થાનના બીજા રાજા રાણા અને સરદારો અપૂર્વ પરાક્રમના દાખલા દર્શાવે છે. પુરૂષો તો ઠીકજ, પણ સ્ત્રીઓએ પણ હેરત ઉપજાવે એવાં કામો કર્યાં છે. કર્મ દેવી જેવી ઘણી સ્ત્રીઓ રણસંગ્રામમાં ઘુમી છે. ટાડ ઈતિહાસ કર્ત્તા કહે છે કે "રજપૂત સંસ્થાનમાંનું એક પણ નાનું રાજ દેશની સ્વતંત્રતાને સારૂ થરમોપિલિના જેવી લડાઇ ન લડ્યું હોય એવું નથી. એક પણ શેહેર એવું નથી કે જેણે થરમોપિલિ લડાઈ લડનાર લીઓનીડાસના જેવા અડગ પ્રતાપી જોદ્ધાને જન્મ નથી આપ્યો. જે લડાઇમાં અંજોનું ફાવતું નહોતું અને જેને માટે ઈગ્લાંડમાં પણ મોટો ગભરાટ

થઇ રહ્યો હતો તે લડાઇ જેપૂરના રાજા **માનસિંહે** જીતી આપી. અંગ્રેજ સરકારને આસામ, આરાકાન અને ઓઢીઆ પ્રાંત મળ્યાં."

કુલિનપણું તો રજપૂતોનું પોતાનુંજ છે! અમે રામના વંશના છીએ એ તેમનું કુલાભિમાન છે, ને તેને લીધે પોતાના બાપદાદાના ઉત્તમ ગુણો તેઓએ આજ પડતીમાં પણ છોડયા નથી. તેઓએ પોતાની આગલી સત્તા અને દોરદમામ ખોયાં છે, તો પણ તેઓએ પોતાના કુળનું કુલિનપણું અને અભિમાન મૂકી દીધું નથી. ગરીબમાં ગરીબ ગરાશીઓ પણ પોતાના બાપદાદા વિષે અભિમાન આણી બોલેછે. "મારૂં માથું હું મોગલને નહિ નમાવું", એવા પણમાં **પ્રતાપે** પોતાની દુર્દશા કરી પાયમાલ થયો. **અમર** રાણાએ જહાંગીરને લખી મોકલ્યું હતું કે "હું તો હવે ઘરડો થયો માટે મારાથી તો હવે તમારી પાસે જાતે આવવું બનશે નહિં." મેવાડના રાણાઓએ પોતાની દીકરીઓ મુગલ દરબારમાં નજ દીધી અને રાણા રાજસિંહે ઔરંગઝેબ જેવા બાદશાહ સાથે એ બાબતમાં જબરી બાથ ભીડી હતી તે પણ પોતાના ઉંચકુળના અભિમાનને લીધેજ. પણ હવે તે કુળાભિમાન, તે જાતિ અભિમાન અને હવે તે દેશાભિમાન કયાંઇ દેખાતું નથી! રૈયતમાંથી સ્વાભિમાન ગયું. તેથી 'વફાદારી શું' તે ભૂલી ગઈ. બીજી તરફથી રાજાઓ રૈયતને માટે થોડી કાળજી રાખવા લાગ્યા. આવા પરસ્પર વિરૂદ્ધાચારને લીધે રાજા અને પ્રજા પોતપોતાનાં કર્ત્તવ્ય ભૂલી ગયાં. પ્રેમબંધન અનેપ્રેમશૌર્ય એ દેશોન્નતિને દીપાવે છે, તે પ્રેમની ગાંઠ ઢીલી પડી!

સ્વતંત્રતા દેવીનું આર્ય પ્રજા તરફથી યોગ્ય સન્માન ન થવા માંડયું તેથી તે દેવી કોપાયમાન થયાં અને આર્ય પ્રજા ઉપર શાપ આપી તેમને ગુલામગીરીની ગમગીનીમાં મૂકીને ચાલતાં થયાં. ફરી આ દેવીની ખરા અંતઃકરણથી ઉપાસના કરવાથીજ આર્ય લોકો આ શાપમાંથી મુક્ત થાય એમ છે. સ્વતંત્રતા દેવીનો પ્રસાદ અમૂલ્ય છે. સ્વતંત્રતા એ દરેક પ્રજાનું ઉત્તમમાં ઉત્તમ ભૂષણ છે, ઉન્નતિનું સાધન છે, અને સર્વધન છે. સ્વતંત્ર વિચારો વિના કોઇ પ્રજાની ઉન્નતિ થઈ નથી અને થવાની પણ નથી. હિંદના હિરાઓ—બ્રાહ્મણો સ્વતંત્રતાથીજ ચડયા અને પરતંત્રતાના સેવનથી પાછા પડયા, એ આપણે ક્યાં નથી જોતા? તેઓ ઘણા સંતોષી હતા, અને પેટપૂર ભોજન મળ્યું તેથી પોતાને તૃપ્ત માની બેપરવા રહી દેશ કલ્યાણમાં

પોતાનું ચિત્ત અહર્નિશ લગાડતા હતા. આ તેમની સ્વતંત્ર રહેણી કરણીનો મહિમા કેવો હતો? રાજાઓ તેમને આધીન હતા, તેમની સલાહ લઇનેજ વર્ત્તતા હતા. અને બ્રાહ્મણો રાજાઓ પાસે તેમની આટલી બધી સત્તા છતાં પણ રાજભોગ અને સુખભોગને માટે બેપરવા રહી હસી કાઢતા હતા; મતલબ કે તેમની પાસે એટલી બધી સત્તા હતી કે તેઓ ધારે તો રાજાઓને રાજમાંથી કાઢી મૂકે, ને ધારે તો તેઓ પોતે રાજા થઇને બેસે, છતાં તેમણે એવી કાંઇ પણ લાલચ કરી નહિ, અને પોતાના આશ્રમ–સાદી ઝુંપડીમાં પોતાને ખાવા પીવાનું સાદું ભોજન મળતું તેથી ઘણાજ સંતોષી રહી પોતાનાં કર્ત્તવ્ય કર્મ બજાવતા હતા. ભિક્ષાવૃત્તિની રીત બ્રહ્મચર્યાવસ્થામાં હતી તે હવે તૂટી, ને ચારે આશ્રમમાં બ્રાહ્મણો ભિક્ષા વૃત્તિને વળગી રહ્યા. પણ તે વિવેક બહાર હોવાથી અધમ અવસ્થાએ પહોંચી. નહિતો અમારૂં માનવું એમ પણ થાય છે કે બ્રાહ્મણોની અસલની ચાર આશ્રમની રીત, તેમનું નિર્લોભ અંતઃકરણ અને તેમનો સાદો અને સંતુષ્ટ નિર્વાહ અને તેથી તેમણે મેળવેલી સ્વતંત્રતા એજ તેમની સર્વોપરી સત્તાનાં સાધન હતાં. તે વખતે બ્રહ્મચર્યાવસ્થામાંજ એટલે વિદ્યાર્થી અવસ્થામાં ભિક્ષા માગી નિર્વાહ ચલવવાની રીત હતી અને ગ્રહસ્થાશ્રમમાં દાખલ થયા પછી તેઓ નદી કાંઠે પોતાની ઝુંપડીઓ બાંધી જવ, બાજરી વગેરે અનાજ પોતાના કુટુંબને જોઇએ તેટલાં હાથે પકવી લેતા તથા કંદ, મૂળ, ફળ, ફૂલાદિ પણ તેમના નિર્વાહની ચીજો હતી. સિવાય રાજાઓ બ્રાહ્મણોની સંભાળ રાખતા, બ્રાહ્મણો આવી સાદી પણ સ્વતંત્ર સ્થિતિમાં સર્વોત્તમ સુખ માનતા અને આર્યાવર્ત્ત આ સેંકડો વર્ષ થયાં પૃથ્વીમાં પ્રખ્યાત પામેલો છે, તે તેજ ઋષિઓના પ્રતાપથી અને તેજ ઋષિઓએ પોતાની સ્વતંત્ર બુદ્ધિબળ વડે પ્રાપ્ત કરેલી વિદ્યાથી બ્રાહ્મણોમાં હજુ પણ અન્યવર્ણ કરતાં સ્વતંત્ર જુસ્સો વધારે દેખીએ છીએ, તે વારસો તેમને તેમના પ્રપિતામહો પાસેથીજ મળેલો છે. તેઓ નોકરી કરતાં પણ ભીખને વધારે પસંદ કરે છે; એજ તેમની સ્વતંત્ર બુદ્ધિને દેખાડી આપે છે, પણ તેઓએ ભીખની હદ ન રાખી, તેમણે ઋષિઓનો પવિત્ર રસ્તો છોડી દીધો, તેઓ પોતાનું કર્ત્તવ્ય ભૂલ્યા, તેઓ પોતાની મોટાઇ ભૂલ્યા, અને તેમના વડિલ ઋષિઓએ મેળવેલ કીર્ત્તિને ઝાંખી કરી, જન મંડળમાં ઉલટા હલકા

પડ્યા. આ અવદશા ખરેખરો ખેદ ઉત્પન્ન કરે છે. જે બ્રાહ્મણને દેખી રાજા પોતાની ગાદી ઉપરથી ઉઠી સન્માન કરવા સામો જતો અને મહારાજ (બ્રાહ્મણ)ને પ્રથમ પોતાથી શ્રેષ્ટ આસન આપ્યા પછી પોતે બેસતો, તે બ્રાહ્મણને આજે દ્વારે ઉભેલો દ્વારપાળ ધક્કો મારી કાઢી મૂકે છે. બ્રાહ્મણો પોતાના વિરૂદ્ધ વર્તનથીજ આમ હલકા પડ્યા છે, અને પોતાની સ્વતંત્ર બુદ્ધિ ખોઇ છે. ઋષિઓની પેઠે સંતોષ માની શિલોઞ્છવૃત્તિથી (બજારમાં અથવા ખળામાં પછવાડે રહેલા દાણા ઉસરડી લેઇ તેપર ગુજરાન ચલાવવું) અથવા નદી કિનારે નિવાસ કરી હાથે અનાજ નિપજાવી સ્વતંત્રપણે કોઇની પણ ગરજ કે ઓશીઆળ રાખ્યા વિના ગુજરાન ચલવી સ્વદેશની સેવા બજાવવા વિપ્રો પાછા તૈયાર થાય તો ફરી એજ સ્થિતિએ પહોંચે. સ્વતંત્રતાનો એવો મહિમા છે. હિંદુસ્તાન સ્વતંત્ર હતું ત્યાં સુધી તે ખુશ મિજાજમાં અને પ્રફુલ્લિત દેખાતું હતું, પણ આજ, ગમે તેવા સુધારા થાયછે પણ, પરતંત્રપણાની પીડામાં શોસાઇ ગયું છે, ગળી ગયું છે, નૂરવિનાનું નિસ્તેજ થયું છે! સ્વતંત્રતા સિદ્ધ કરવા માટેજ વેદાન્તની પ્રવૃત્તિ થઇ એમ ભાસે છે. માટે સ્વતંત્રતા દેવીનું ફરી સેવન કરો! હાલના સમયમાં જમીનદારો રખડે છે, ગરાશીઆ ગમગીનીમાં છે, ધંધાર્થી ધામધુમ અને ધૈર્ય વિનાના છે, ભણેલા નોકરીને માટે ભીખ માગતા ફરે છે. કારભારનો બોજો વધ્યો, હુન્નરખાં હિમ્મત હારી બેઠો, પૈસો ટકો પરદેશમાં તણાયો, હિંદની બજારમાં માન્ચેસ્ટર મહાલતું ફરે છે, શેફીલ્ડે શહે બેસાડી છે, લીડ્ઝે લુબ્ધ કર્યા છે, અને નોટીંગહામે ફીત મોજાના ફંદમાં ફસાવ્યાં છે. હિંદની કોર્ટોમાં કાયદાની જાળ પથરાણી અને ઉલટી કચાટ વધવાથી લોકો પાયમાલ થવા લાગ્યા છે.

આ બધું આપણાંજ કમનશીબે થયું છે. આપણીજ ભૂલથી થયું છે. હાથના કર્યા હૈયે વાગ્યાં છે. બીજાને દોષ દેવાનો નથી. હજુ તો ઉપકાર માનો અંગ્રેજ સરકારનો કે તેણે વિદ્યાદાન દીધું અને આ બધી વાતોથી આપણને જાણીતા કર્યા. આપણને ભાન આવવા લાગ્યું એ એનાજ પ્રતાપ છે. ઉપરી સરકારનો દોષ કાઢવા કરતાં તેના ગુણ ગ્રહણ કરો. બાકી તો હજારો માઇલથી સાહસ કરી પોતાનો દેશ છોડી આંહી સુધી આવ્યા, લડયા, વઢયા, કપાણા, મરાણા, એમાં તેનો સ્વાર્થ કેમ ન હોય? સ્વાર્થ

કેમ ન સાધે? અને સ્વાર્થ સાધે તેમાં ખોટું શું? હૈયાફૂટા તો આપણે-જ છીએ. આપણે આપણી સ્થિતિનું ભાન નહિ રાખીએ તો આફ્રિકાના લોકોની અધમ અવસ્થાએ પહોંચતા સુધી પણ આપણી આંખો ઉઘડશે નહિં! આપણને ભાન આવશે નહિં!! આપણને સાન વળશે નહિ!!! અન્યને આપણી દરકાર ન હોય તેનો ધોખો શું! આપણી સ્થિતિનું ભાન આપણેજ રાખવું જોઇએ. શા માટે કોકના ઉપર આધાર રાખી બેશી રહેવું? શા માટે નિરાશ થવું? હજુ વખત છે. હજુ હિંદમાં હીરાઓ ક્વચિત્ ક્વચિત્ ઝળકે છે. હજુ તેમના અંતરમાં આર્યાભિમાન ઉછળે છે. પણ આપણામાં ઉત્સાહ જોઇએ. તેમને અગ્રેસર કરો. અને રાજ્ય તરફથી થતી અડચણો કે દુઃખો શાણી સરકાર પાસે મૂકો, તેમને સમજાવો, આપણા હકો આગળ કરો, માગો, વિનતિ કરો. સરકાર આપણી અરજો સાંભળશે. એકવાર નહિં સાંભળે તો બીજી વાર, ત્રીજી વાર, એમ અત્યાગ્રહથી મંડ્યા રહો. પણ કાયર થઇ બેશી રહેવાથી કે વાતો કરવાથી કાંઈ વળે એમ નથી.

અરે! જે વાતનો સરકારના ઉપર આધારછે, તે વાત તો એક બાજુ પર રહી પણ જે આપણાજ હાથમાં છે, તે આપણે ક્યાં સમજીએ છીએ? આપણાથી બને તેટલું આપણે શા માટે કરતા નથી? શું કરવા રાજાઓ અને શાહુકારો પોતાના પૈસાનો સ્વદેશ કલ્યાણના કામમાં ઉપયોગ કરતા નથી અને ન કરવો જોઈએ ત્યાં કરે છે? નાચ તમાસામાં લાખો રૂપીઆ ઉડાવી દેવા મળે, પણ ધર્મ રક્ષણનાં કામમાં એક પાઇ ખર્ચતાં પણ મોટો વિચાર કરવો પડે! જુબીલી જેવા પ્રસંગે રાજાઓએ અને લોકોએ દારૂખાનાં અને દીવાબત્તી પછવાડે લાખો રૂપીઆમાં દીવાસળી મૂકી, તેને બદલે તે રકમો ધર્મના કામમાં એટલે ધર્મની શાળાઓ સ્થાપવામાં, હુન્નરશાળાઓ કાઢવામાં અને જે જે વાતમાં સરકાર ધ્યાન આપવા દુરસ્ત ન ધારતી હોય તે તે કામમાં વાપરી હોત તો શું મહારાણી તરફ કે રાજ્યતરફ પોતાની વફાદારી બતાવી ન કહેવાત? અરે, એથી તો બે કાર્યસિદ્ધ થાત. એકતો જુબીલીના પ્રસંગે એવી શાળાઓ ઉઘડવાથી તેનું સ્મરણ રહેત અને બીજું સ્વદેશનું કલ્યાણ થાત. ઘરમાં બેઠા રોદણાં રોઇએ કે સરકાર હિંદુસ્તાનને માટે થોડી કાળજી રાખે છે, દેશ કરજમાં ડૂબે છે, નિર્ધન થાય છે, અને કરનો બોજો વધતો જાયછે, ત્યારે બીજી તરફથી રાજાઓ સરકારના

વહાલા થવા જાય છે, રૈયત બિચારી ભૂખે મરે છે, અને રાજાઓ મોટી મોટી ઉદારતા બતાવી "ઈમ્પીરિયલ ઈન્સ્ટીટયુટ" જેવા ફાળાઓમાં મોટી મોટી રકમો ભરે છે. પ્રસંગે પ્રસંગે મોટી મોટી ઉડાઉ ધામધૂમો કરી સરકારને અને સરકારના નિમેલા અમલદારોને ખુશ ખુશ કરી દેછે. આ બધાનો બદલો જોઇએ તો આટલોજ છેઃ- સરકાર તેમને કાગળના કટકામાં વાહવાહના ધન્ય વાદ આપે અથવા સોના રૂપાના ચાંદ અને ખાલી ખેતાબોથી ખુશી કરે, પણ 'સી. આઈ. ઇ.' અને 'કે. સી. એસ. આઇ. ઇ.' વગેરે અક્ષરોનો પોતાના નામ સાથે ઉમેરો થવાથી પોતાને કે દેશને કાંઇ સંગીન લાભ હોય એમ કહી શકાતું નથી. રાજાઓને પોતાનાજ દેશનું કલ્યાણ થાય એવા કામોમાં પૈસો નાંખવાનું સૂજતું નથી એ મોટો અફસોસ અને હિંદુસ્તાનનાં હત ભાગ્યની નીશાની છે.

ધર્મનો વિષય એવો છે કે ઉંડા ઉતર્યા વિના તે સંબંધી બધી વાતો વિપરીત લાગે અને ટુંકા વિચારનાં માણસોને તે ઉપહાસ્યનો વિષય થઇ પડે છે. વળી આ કાળનો મહિમાજ કાંઇક એવો છે કે ધર્મ વિષય આળાં ગુમડાં પર ક્ષાર મૂક્યા જેવો અકારો થઇ પડયો છે. હાલની કેળવણી ધર્મને ઉત્તેજન આપવાને બદલે ધર્મને ડુબાવે છે. આપણે માનતા હઇશું કે આપણે ઉદયમાં આવીએ છીએ પણ તે માનવું કેવળ ભૂલ ભરેલું છે. આ કાળ ભારત વાસીઓની પડતીનો છે. મુસલમાનોના જુલમી રાજ્યમાં પણ લોકો પૈસે ટકે સુખી હતા. મુસલમાનો ધર્માંધ હોઇને હિંદુઓને ધર્મને બહાને સતાવતા, તોપણ હિંદુઓએ પર ધર્મનો ખુશીથી અંગીકાર કદિ કર્યો નથી, એવી સ્વધર્મની ગાંઠ તે કાળે મજબૂત હતી. આજ વગર શ્રમે અને થોડે શ્રમે સેંકડો હિંદુઓ સ્વધર્મને તજી દઈ કોનવર્ટ થાય છે, નાસ્તિક વિચારના થયા છે. આજ લોકોને અને રાજાઓને પૈસાનો ઉડાઉ પણે ઉપયોગ કરતા જોઇએ છીએ, તેથી ઉપર ઉપરથી દેશ પૈસાવાળો દેખાયછે. પણ અંદર પોલ છે, તે કોઇ વિચારતું નથી; વગેરે બાબતોનો વિચાર કરતાં જણાશે કે આપણી સ્થિતિ સુધરતી નથી પણ બગડે છે. જો એક તરફથી સુધરતી લાગતી હશે તો બીજી તરફથી બગડતી જતી લાગશે. આ બધાનું કારણ સ્વધર્મનું અભિમાન મૂકાયું તેજ છે, માટે સ્વધર્માભિમાનને પાછું જાગૃત કરવું જોઇએ એજ કર્ત્તવ્ય છે.

ધર્મ એ લોકોને ઐક્યમાં રાખનારૂં બળવાન સાધન છે, અને તે વડેજ દરેક પ્રજા પોતાની ઉન્નતિ કરવાને શક્તિમાન થઇ છે અને થાય છે. સ્વધર્મની સાંકળથી સંકળાએલા લોકો પોતાના દેશ અને દેશીઓના કલ્યાણ માટે સ્વાર્પણ કરવાને સંકોચ પામ્યા નથી, પામતા નથી, અને પામશે નહિ, એવી ધર્મ લાગણી અતિ બળવાન છે. સ્વધર્માભિમાનના અંકુરથી કેટલાક લોકોએ પોતાના જીવને જોખમમાં નાંખતાં આપણે ઇતિહાસથી જોયા છે. યુરોપની તવારીખ બતાવી આપે છે કે ધર્મને માટે કેવા મોટા કલહ અને ધર્મ યુદ્ધ થયાં છે. આથી કદાપિ કોઇ એમ ધારે કે ત્યારે તો ધર્મ એ મોટા અનર્થનું મુળ છે, પણ એમ ન સમજવું. પરધર્મના લોકો સાથે અનુચિતપણું રહે અને તેથીજ અડચણો નડે છે, તેના કરતાં સ્વાભિમાનથી અસંખ્ય ફાયદાઓ છે. તેટલા માટે સર્વ ધર્મના લોકોએ પોતા પોતાના ધર્મમાં મચ્યાં રહી, સ્વદેશ અને સ્વજાતિ ભાઈઓનું કલ્યાણ કરવું એજ ખરૂં કર્ત્તવ્ય છે. આમ છે ત્યારે સ્વધર્મ ઉપર અનાદર બતાવવો, એ એક જાતનો સ્વધર્મ દ્રોહ છે. પોતાના કુળનો અથવા વડિલોનો ધર્મ મૂકી અન્ય ધર્મનો આશ્રય કરવામાં ઘણું નુકસાન સોસવું પડે છે, એ વાત સઘળા ધર્મના લોકોએ ધ્યાનમાં રાખવાની છે; અને વટલેલ ( કોનવર્ટ ) થએલા ખ્રિસ્તિ લોકોના પરધર્મના આશ્રયથી થતા હાલ હવાલ અને પછવાડેથી થતો પશ્ચાતાપથી વાકેફ થતાં આ બાતના ખરાપણાની ખાત્રી થશે. જ્યારે અન્ય ધર્મના લોકોને પણ પોતાનો ધર્મ છોડવાથી મહા સંકટ વેઠવું પડે છે, ત્યારે જેમાંથી કોઇ પણ ધર્મનાં મૂળતત્વો મળી આવે એવો ઉત્તમ આર્ય ધર્મ, તેને તજવાથી પૂર્ણ પશ્ચાતાપ થાય એમાં આશ્ચર્ય શું! આર્ય ધર્મની આજ્ઞા પ્રમાણે જીવ પોતાના ગુણ કર્મ પ્રમાણે અમુક દેશના લોકમાં જન્મ લેછે. જન્મ લીધા પછી સહવાસથી અને સંગતિના બળથી જે લોકોમાં જન્મ લીધો હોય તે લોકોની નીતિ રીતિમાં તે ઘડાય છે, તેથી જો કોઈ પોતાનો ધર્મ બદલે તોપણ તેનામાંથી પોતાના મૂળ ધર્મના અંકુર જવાના નહિંજ, અને નવા ધર્મના અંકુર દ્રઢપણે આવી શકવાના નહીંજ. માટે ધર્મ બદલાવવાથી હંસના ટોળામાં વેશ બદલી ગએલા કાગડાના જેવી ગતિ થાય છે, અને અતોભ્રષ્ટ સ્તતોભ્રષ્ટ: થાય છે. પોતાનો સનાતન ધર્મ મૂકીને પારકો ધર્મ ધારણ કરવાનું કોઇએ સાહસ કરવું નહીં. આપણા શાસ્ત્રમાં ધર્મ બાબત કહ્યું છે કે.

श्रेयान्स्वधर्मोविगुणःपरधर्मात्स्वनुष्ठितात् ॥
स्वधर्मेनिधनंश्रेयःपरधर्मोभयावहः ॥१॥

ખામીવાળો પણ પોતાનો ધર્મ પારકા ધર્મથી સારો સમજવો. પોતાના ધર્મમાં રહી મૃત્યુ થાય તે ઉત્તમ છે; કેમકે પરધર્મભય ઉપજાવનારછે.

વળી ભગવત્ ગીતામાં કહ્યું છે કે " સ્વધર્મ ગમે તેવો હોય તોપણ સમજીને આસ્થાથી પાળ્યો હોય તો તે મોક્ષને આપે છે."

મહાભારતના યુદ્ધ પછી વર્ણવ્યવસ્થા તુટી અનેક જાતો થઈ ને વર્ણાશ્રમની રૂડી રીત તુટવા માંડી. એમ ધીમે ધીમે સ્વધર્મની શિથિલતા થતી ગઇ. પરદેશી લોકોના હુમલાથી દેશમાંથી સર્વ પ્રકારની વ્યવસ્થા તૂટી હજારો હિંદુઓ કેટલાક જોરથી, કેટલાક લાલચથી અને કેટલાક ધર્મ ભ્રષ્ટ થયા. હિંદુઓએ સ્વધર્મનો અને સ્વધર્મના પુસ્તકોનો બચાવ કરવા માટે ધર્મશાસ્ત્રનાં પુસ્તકો છૂપાવ્યાં તે ઉધૈનેજ ભોગ પડયાં. પોતાનાં પુસ્તકો પરધર્મી લોકો લઈ જશે એવી બીકથી માગે તેને પુસ્તક ન આપવાની અને ખોટું બોલી છૂપાવવાની રીત પરંપરા થઇ, તેથીજ જુના વિચારના ઘણા બ્રાહ્મણો હાલમાં સ્વભાવે પુસ્તક ચોર અને વિદ્યા ચોર દેખાય છે. આ પ્રમાણે હિંદુ લોકો જેમ જેમ વિદ્યામાં પછાત પડતા ગયા અને પોતાનાં ધર્મ શાસ્ત્રોથી અજાણ થતા ગયા, તેમ તેમ ધર્મ કર્મ બંધ પડતાં ગયાં. પરદેશી પરધર્મી લોકોનો પાસ લાગ્યો. સ્વાભાવિક નિયમ પ્રમાણે નવી પ્રજાની નવી રીત ભાતનો રંગ અને મોહ લાગ્યો. સ્વધર્મનું રહસ્ય ન સમજાયાથી અનેક શંકાઓ થઇ અને તે રહસ્ય જાણવાને ઉત્સાહવાન્ થવાને બદલે ઉલટા બેદિલ થઈ નાસ્તિક વિચારો લાવવા લાગ્યા. પિંડદાનથી શું ફળ થાય? સૂર્યને અર્ધ નાખવાથી શું લાભ છે? સંધ્યામાં ઇશ્વરની સ્તુતિ કરવી એમજ છે, તો વેદોક્ત નિયમ પ્રમાણે ન કરતાં ફલાણી રીતે જોડી કાઢીને પ્રાર્થના કરીએ તો શું ખોટું છે! પથ્થરને પૂજવાથી શું ફળ થાય છે? ઇશ્વરે પેદા કરેલાં સર્વ માણસો સરખાં છે, તો એકબીજાનું ખાવામાં અને માર્ગી પંથ ચલાવવામાં શું ખોટું? વગેરે અનેક કુતર્કો થયા. જો કે તેમના ભ્રમિતપણે નિશ્ચિત નિયમ કે નવો રસ્તો સૂઝ્યો નહિ. શાસ્ત્રના આધાર વિના પોતાના મનના ઉઠાવથી મનસ્વી મત ઉભો કરવો તેતો કલ્પિ-

ત ધર્મ કે પાખંડ કહેવાય છે. શાસ્ત્રમાં એ વિષે કહ્યું છે કે.

**स्ववर्णाश्रमधर्मोयःसहातव्योनकेनचित् ।**

**परधर्मोनचाचर्योनचपाखंडकल्पितः ॥**

પોતાનો વર્ણાશ્રમ ધર્મ કદિ કોઈએ તજવો નહિ; પારકો ધર્મ આચરવો નહિ, તેમ પાખંડ કે કલ્પિત ધર્મ પણ આચરવો નહિ. વેદ વિરૂદ્ધ જે આચરણ તેને પાખંડ ધર્મ કહે છે.

વિદ્વાન લોકોના ગુપ્ત વિચારો અને તેમના રહસ્યને ન પહોંચી શકવાથી સાધારણ લોકો તેમના વિચારોપર અનાદર બતાવે તો મોટો અનર્થ થાય. તેમના ગંભીર વિચારોને આપણે પહોંચી ન શકીએ તો તેમાં આપણીજ અપૂર્ણતા છે એમ માની લેવું જોઈએ. સરકાર જે જે કાયદાઓ કરે છે તે મુગે મોઢે માનવા પડે છે, તો શાસ્ત્રનાં વચનો શા માટે ન માનવાં જોઈએ? સરકારનો કાયદો તોડવાનો આપણને જેટલો સરકાર તરફથી ડર છે તેટલોજ ડર આપણા ધર્મ શાસ્ત્રને ન માનવાનો તથા તેમાં કહેલાં ફરમાનો ન પાળવાનો આપણે રાખવો જોઇએ. જો બધાં માણસો શાસ્ત્રની આજ્ઞા ઉલ્લંઘન કરે તો શાસ્ત્રો નકામાં જાય, ધર્મની વ્યવસ્થા તૂટે, માણસો સ્વચ્છંદી થાય, અને જ્યારે આમ બધું થાય ત્યારે સંપ જલવાય નહિં ને દેશ પાયમાલ થાય.

હિંદુ ધર્મના લોકોને માટે એમજ થયું છે, તેથી આપણી સંસારી સ્થિતિ અને ધર્મની સ્થિતિ દયા ઉપજાવે એવી થઇ છે. જુદી જુદી રૂચીના માણસોએ વેદના મંત્રોના અનેક અર્થ કરી જુદા જુદા રસ્તા કાઢ્યાછે, ને કેટલોક ગોટાલો કરી મૂક્યો. અનેક પંથો અને ઉપપંથો થયા. વેદ વેદાંગ, વેદોપાંગાદિકનો એક વાક્યતા રૂપ ખરો અર્થ ન સમજી જુદા જુદા પુરૂષોએ કલ્પનાથી અનેક પ્રકારનાં મત મતાંતર પ્રકટ કર્યા, તોપણ તેમનાથી વેદનું અપ્રમાણ કહી શકાયું નથી. એવું આપણું વેદ શાસ્ત્ર–આપણા પ્રાચીન અચળ અમર કીર્તિ કમાએલા પૂર્વજો–ઋષિઓની પુનિત પાવન વિદ્યા, જેનો કદિ ક્ષય થયો નથી અને થવાનો નથી, જેની કીર્તિ પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી એક અવાજે ગાજી રહી છે, જે વિદ્યા બળથી બ્રહ્માના પુત્રોએ આર્ય ભૂમિપર અખંડ કીર્તિ મેળવીને એવો

અવિચળ જય મેળવ્યો કે તેઓ પતિત સ્થિતિમાં પણ સંસાર વ્યવહાર-માં સર્વોપરિ સત્તા ભોગવે છે, ને પૂજ્ય ભાવથી પૂજાય છે. અનેક ધર્મ સ્થાપન થયા અને લય પામ્યા, અનેક રાજ્ય ઉથલપાથલ થયાં અને નવાં સ્થપાયાં, તોપણ જેનું મહત્વ ઘટયા વિના અનેક રૂપમાં જેણે દર્શન દીધું છે, જેને પશ્ચિમની પ્રજાઓ—અંગ્રેજ, જર્મન, અને જરતોસ્થિ, અરબ અને ઇટાલિયન, યહૂદી અને યુનાની, અને ઐરાવણની પાતાળ ભૂમિમાં વસના-રા અમેરિકન લોકો સુધાં પોતાનું અભિમાન મૂકી એક અવાજે જેનાં વ-ખાણ કરે છે, જે વેદશાસ્ત્રમાં રાગ કરતાં વિરાગને, સ્વાર્થ કરતાં પરમાર્થને, મહત્તર માનેલા છે, જેમાં અભિમાન અળગું કરાવી નમ્રતાપર નેહ કરાવ્યો છે, જેમાં અમીરી નહીં પણ ફકીરીને શ્રેષ્ટ માની છે, જેમાં પરલોક—સુખ-ની પ્રાપ્તિને માટે આ લોકમાં આયુષ્ય, આરોગ્ય, સ્વતંત્રતા, શૌર્ય, પરાક્રમ, વગેરે અનેક ગુણની ગુંથણી કરી છે, જે વેદશાસ્ત્ર મોક્ષ મેળવવાનો સન્મા-ર્ગ અને જ્ઞાનનું ગૃહ છે, તે અપ્રતીમ ઇશ્વરી વાણી—વેદશાસ્ત્રની છાયા નીચે પવિત્ર આર્ય ભૂમિપર જન્મ પામી, તે વેદ શાસ્ત્રમાં બતાવેલા નિયમો અને ધર્મ-કર્મનો અનાદર કરી તેનો ત્યાગ કરવો અને પ્રપંચ માર્ગમાં પ્રવૃત થઇ પોતાનો જન્મ વૃથા ગુમાવવો તે તો હત–ભાગ્ય પામર પુરૂષોનું કામ છે.

આર્ય બંધુઓ! ચર્મ ચક્ષુની સાથે હૃદય-ચક્ષુ પણ ખુલ્લાં કરી જુ-ઓ તો સ્પષ્ટ જણાશે કે કયા ધર્મના આટલા બધા લોકો પોતાના ધર્મ ઉપર અનાસ્થા બતાવે છે, અને ધર્મ ભ્રષ્ટ થઇ ખોટા કુતર્કો કરે છે! આ-પણા સિવાય કોઇજ નહિ! કયા ધર્મના લોકોને પોત પોતાના ધર્મનું અને નાત જાતનું અભિમાન નથી! આપણા સિવાય બધાને છે; કયા ધર્મના લોકો પોતાના દેશને માટે મથન કરતા નથી! આપણા સિવાય બધા મ-થે છે! આ પ્રમાણે ધર્મની બાબતમાં આપણેજ પછાત પડયા, આપણે બીજામાં અંજવાઇ જઇ આપણું ભાન ભૂલ્યા, તે એટલે સુધી કે હવે આ-પણને ખરો રસ્તો સૂજી શકતો નથી, એટલે આપણી સંસારી રાજ કામ અને ધર્મ સંબંધી—ત્રણે સ્થિતિ–ડોળાઇ ગઇ છે, જેની ચોખવટ સ્વધર્મનો તેના મૂળ સ્વરૂપમાં આશ્રય કર્યા વિના થવાનો સંભવ નથી અને ફરી આ-પણી પ્રાચીન રીતભાત–રહેણી કરણી રાખ્યા વિના આપણી એમાંની એકે સ્થિતિ સુધરવી નથી.

સંતોષની વાત એટલી છે કે આ દશકામાં ઉછળતો સુધારો નરમ પડયો છે, અને તેણે પ્રાચીન પૂર્વજોની મોટાઇ અને મહિમાને યાદ કરી તેમનાં બાંધેલાં ધોરણપર ધ્યાન લગાડવા માંડયું છે. મુસલમાનોના જુલમથી જામેલો અને ખોટા આડંબર આચ્છાદિત થએલો, ક્રિયામાં નહિ પણ માત્ર શબ્દમાંજ ગર્જના કરતો સુધારાનો સમય હવે વીત્યો છે. લોકોનાં મન સ્વધર્મ પર અને સ્વધર્મોક્ત નીતિરીતિ પર પાછાં આકર્ષાયાં છે. હવે તેઓ સમજવા લાગ્યા છે કે મનુષ્યના સામાન્ય ધર્મ–ઇશ્વરનું અસ્તિત્વ, તેનું સ્મરણ, ધ્યાન, ન્યાય, દયા, સત્યતા અને શાંતિનું સેવન ઈત્યાદિ સદ્‌ગુણોના પાલન માટે વિશેષ ધર્મના નિયમોનું જેવી મધુરતાથી, સ્પષ્ટતાથી, ગાંભીર્યથી અને દીર્ઘદષ્ટિથી વેદ ધર્મમાં વિવેચન થયું છે, તેવું બીજા ધર્મમાં થયું નથી, અને તે નિયમો વડે આર્ય લોકોની સદાચરણમાં જેવી ને જેટલી બુદ્ધિ વળેલી છે તેવી ને તેટલી બીજા કોઇ ધર્મના લોકોમાં નહિજ હશે. જેમ જેમ પરધર્મ અને પરનીતિના ખોટા મોહમાંથી આપણે મુક્ત થઇશું, અને જેમ જેમ વેદશાસ્ત્રનું ખરૂં રહસ્ય સમજવામાં આવશે, તેમ તેમ અસંખ્ય જનો 'કમળમાં ભ્રમરની પેઠે' તેમાં વિલાસ કરશે; અને વેદ ધર્મ તેના પૂર્વના સ્વરૂપમાં પુનઃદર્શન દેશે. આવો શુભ સમય ઈશ્વર સત્વર દેખાડે, અને આર્યાવર્ત્તના લોકો પોતાના પૂર્વના ગ્રહસ્થાશ્રમની સુખ–શાંતિ પુનઃપ્રાપ્ત કરે, એજ પ્રાર્થના છે.

**सानंदंसदनंसुताश्चसुधियःकांतानदुर्भाषिणी ॥**
**सन्मित्रंसधनंस्वयोषितिरतिश्चाज्ञापराःसेवकाः ॥**
**आतिथ्यंशिवपूजनंप्रतिदिनंमिष्ठान्नपानंगृहे ॥**
**साधोःसंगमुपासतेहिसततंधन्योगृहस्थाश्रमः ॥**

આનંદ યુક્ત ઘર, સદ્‌બુદ્ધિવાળા પુત્ર, મધુર ભાષણ કરનારી સ્ત્રી, સારા મિત્ર, ધન, પોતાનીજ સ્ત્રીનો સંભોગ, આજ્ઞાંકિત સેવકો, મિષ્ટાન્નપાન, દરરોજ અતિથિને ભોજન, દાન અને દેવ પૂજન તથા સાધુનો સંગ તે ગૃહસ્થાશ્રમ ધન્ય છે। તથાસ્તુ.

સમાપ્ત.